૪૭૪૮

# પ્રમદા અથવા સદ્ગુણી વહુ.

મદનલાલ લલ્લુભાઈ મુનસીફ.

*Sanctioned by the Director of Public Instruction as a Prize and Library Book, and also recommended as a Text-Book for Girls' Schools. Sanctioned by the Director of Vernacular Instruction, Baroda State, as a Prize and Library Book.*

# PRAMADÁ;

OR,

# THE VIRTUOUS DAUGHTER-IN-LAW.

(BEING AN ADAPTATION FROM THE ENGLISH TRANSLATION OF THE BENGALI ),

BY

MADANLÁL LALLUBHÁI MUNSIFF,

SECOND ASSISTANT TO THE REPORTER ON THE NATIVE PRESS,

AUTHOR OF ARTHÁSHASTRANI VÁTO, &C.

*Of earthly goods the best is a good wife ;*
*A bad, the bitterest curse of human life.—*
SIMONEDES

*REGISTERED UNDER ACT XXV. of 1867.*

(All rights reserved by the Translator.)

*FOURTH EDITION,*

WITH FRONTISPIECE OF HER MOST GRACIOUS MAJESTY THE QUEEN-EMPRESS OF INDIA.

( 4,500 Copies. )

BOMBAY:

PRINTED AT THE EDUCATION SOCIETY'S STEAM PRESS, BYCULLA.

1891.

*Price* 8 *Annas.* *Postage* 1 *Anna.*



**HER IMPERIAL MAJESTY THE QUEEN-EMPRESS OF INDIA.**

**રાજતેજોમયી મહારાણી શ્રી કૈસર-એ-હિંદ.**

*Jubilee* 1887. જ્યુબિલી ૧૮૮૭.

૪૭૪૮

("પ્રાઇઝ" તથા "લાયબ્રેરી" સારૂ સરકારી કેળવણી ખાતાએ મંજુર કરેલી છે, તથા કન્યાશાળાઓ માટે ખાસ "ટેક્સ્ટબુક" તરીકે ભલામણ કીધેલી છે; તેમજ ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ "પ્રાઇઝ" તથા "લાયબ્રેરી" સારૂ મંજુર કરેલી છે.)

# પ્રમદા

અથવા

## સદ્ગુણી વહુ.

**અંગ્રેજી પરથી અસલ બંગાળી વાર્તાને આધારે**

રચનાર,

મદનલાલ લલ્લુભાઈ મુનશીફ,

સેકન્ડ આસિસ્ટંટ ટુ ધી રીપાર્ટર ઓન ધી નેટીવ પ્રેસ,
"અર્થશાસ્ત્રની વાતો" વિ. ના રચનાર.

આવૃત્તિ ચોથી, સુધારા તથા વધારા સાથે.
પરમ કૃપાળુ રાજતેજોમયી મહારાણી શ્રી કૈસર-એ-હિન્દના ચિત્ર સાથે.

નકલ ૪,૫૦૦.

મળવાનાં ઠેકાણાં:—

પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી.—કાળકાદેવી.
જાહાંગીર બેજનજી કરાણી.—કાળકાદેવી તથા કોટ.
ગવર્નમેન્ટ સેંટ્રલ બુક ડીપો.—ગીરગામ, બેક રોડ.

મુંબઈ:
એજ્યુકેશન સોસાયટી પ્રેસમાં છાપી પ્રસિદ્ધ કર્યું.

રજીસ્ટર કરી સર્વે હક ભાષાન્તર કર્તાએ પોતાને સ્વાધીન રાખ્યા છે

સને ૧૮૯૧—સંવત ૧૯૪૭.

કિમ્મત રૂ. ૦-૮-૦. ટપાલ ખર્ચ રૂ. ૦-૧-૦ વધારે.

To

Mrs. NORA EDGEWORTH SCOTT,

In warm appreciation of the kind and keen interest

which she takes in the promotion

of

NATIVE FEMALE EDUCATION,

this little book

is

Dedicated

with permission.

---

મીસીસ નોરા એડજવર્થ સ્કોટને

દેશી સ્ત્રીકેળવણી પ્રત્યે

તેમના દૃઢ અનુરાગથી હર્ષ પામી

આ લઘુ પુસ્તક

રજાથી

અર્પણ કર્યું છે.

## PREFACE TO THE FOURTH EDITION.

The Third Edition being all sold, I have great pleasure in publishing this Fourth Edition, and I cannot but thank all those who have been good enough to accord me their support and patronage, so as to necessitate the bringing out of a fourth EDITION within the short space of five years from the first publication of the tale, a result for which I feel no less grateful than gratified.

MADANLÁL LALLUBHÁI MUNSIFF.

73, GIRGAUM BACK ROAD, BOMBAY,
*29th September* 1891.

---

## PREFACE TO THE THIRD EDITION.

The Second Edition being all exhausted within a year of its publication, I have now the pleasure to put forth this Third Edition. I cannot but heartily thank the public and the educational authorities for the kind and liberal patronage which they have extended to this humble effort.

MADANLÁL LALLUBHÁI MUNSIFF.

BOMBAY, S. W.,
*29th September* 1889.

---

## PREFACE TO THE SECOND EDITION.

Agreeably to the recommendation of some of my friends I had at first intended to make such alterations in the plot of this little book as would satisfy their keen sense of poetical justice before putting forward this Second Edition. But it is much in request, being sanctioned by the Educational Department as a Prize and Library Book. The First Edition is almost exhausted, having been distributed *gratis* to the Subscribers of the *Satya-vakta* as a NEW YEAR'S PRESENT in Commemoration of the **Jubilee Year of Her Majesty, the Queen-Empress of India.**

Under the circumstances, I am obliged to publish this Second Edition without waiting to carry out my inten-

tion of revising the work. I have, however, now the satisfaction of dedicating this Second Edition to the late Kavi Narmadáshankar Lálshankar, the distinguished Poet and Reformer of Gujarat.

In conclusion, I cannot but express my heartfelt gratitude to my friend, Mr. Chimanlál Harilál Setálvád, B.A., LL.B., who has been kind enough to glance over this edition while it was in the Press.

MADANLÁL LALLUBHÁI MUNSIFF.

SURAT, 119, GOPIPURA ST.,

12*th June* 1888.

## PREFACE TO THE FIRST EDITION.

The translator was so much charmed with the tale of 'The Second Daughter-in-law;" or, "The History of Pramada, the Wife of the Second Son," which appeared in the Journal of the National Indian Association (now the *Indian Magazine and Review*), that he ardently desired a Gujarati rendering of it for the benefit of the Gujarati-reading public, more especially the female section. Having waited for some time he took it upon himself to do what little he could by way of giving a faithful representation of the tale in his own vernacular, *i.e.*, Gujarati, though he greatly wished that this task had been undertaken by an abler pen. The translator's original intention was to dedicate this little work to the memory of the illustrious Kavi Narmadá Shankar, who has immortalized not only himself but even the Gujarati language, after doing it on the lines of the original Bengali work and its Marathi version; but "Man proposes and God disposes," for owing to several causes over which he had no control he has been unable to carry out his original intention. He has had to hurry over his translation in consequence of unforeseen circumstances, and, after a cursory glance, made it over to Mr. Keshavlál

Harivithaldáss, Editor of the *Satyavakta*, who has kindly promised to circulate it among his numerous readers as a New Year's Present.

The translator is fully sensible of the many imperfections of this, his first effort, and he humbly requests his readers to be indulgent towards him, and always to bear in mind his primary motive, which, as has already been said, was to bring this excellent tale within the reach of his community, and he further prays that "in the translator his readers will spare the friend."

He cannot let this opportunity pass without heartily thanking Miss E. A. Manning and Mrs. J. B. Knight for their kindly obtaining him Pandit Shiva Náth Shástri's sanction to this work. To Miss Manning particularly the translator is much indebted for several acts of kindness which he will ever remember with gratitude.

Before concluding he begs to express his most cordial thanks to those friends who have helped him in this little work, especially to Professor Manilál Nabhubhái Dvivedi, who was kind enough to look through the MS. before it was sent to the Press. His suggestions, which were valuable, have been acted upon with great pleasure.

BOMBAY, S. W.
*January*, 1887.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

જેમ **બીજી આવૃત્તિ** થોડા વખતમાં પૂરી થઇ તેમજ **ત્રીજી આવૃત્તિ** પણ ખલાસ થયાથી આ **ચોથી આવૃત્તિ** હું ઘણીજ ખુશી સાથે બહાર પાડું છું, અને જે સદ્ગૃહસ્થો અને બાનુઓએ તેમજ કેળવણી ખાતાના જૂદા જૂદા અમલદારોએ મને જે મદદ આપીછે તેને માટે તે સર્વેનો હું અંતઃકરણપૂર્વક આભાર માનુંછું. ટુંકાણમાં એટલુંજ કહું છું કે **પાંચ વર્ષના** દરમ્યાનમાં **ચાર આવૃત્તિ** થઇ તેને માટે જેટલો હું આનંદમય થયોછું તેટલોજ સર્વેને આભારી થયોછું.

૭૩ ગીરગામ બેકરોડ, મુંબઈ. } **મદનલાલ લલ્લુભાઈ મુનસીફ.**
ભાદ્રપદ વદ ૧૨, ૧૯૪૭.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની **બીજી આવૃત્તિ** એક વર્ષની અંદર તદન ખપી જવાથી મને **ત્રીજી આવૃત્તિ** બહાર પાડતાં ઘણી ખુશી ઉપજે છે. તેની સાથે આ લઘુ પુસ્તકને પ્રજા તથા કેળવણી ખાતાં તરફથી જે આશરો મળ્યો છે તેને માટે તે સર્વેનો અંતઃકરણથી આભાર માન્યા વગર આ તક જવા દેવી યોગ્ય નથી.

**મદનલાલ લલ્લુભાઈ મુનસીફ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

સદ્ગુણી પ્રમદા તથા તેનો સ્વામિ સુખમાં દિવસ નિર્ગમન કરે અને વાંચનારના મનને આખરે સંતોષ થાય કે સદ્ગુણનો જય થયો એવી તરેહનો વાર્તાની સંકલનામાં યોગ્ય ફેરફાર કરવાની મને કેટલાક મિત્રોએ જે ભલામણ કીધી હતી તે પ્રમાણે આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો મારો વિચાર હતો પણ પહેલી આવૃત્તિની ઘણી ખરી પ્રતો "સત્યવક્તા"ના ગ્રાહકોને **જ્યુબીલી વર્ષમાં** ભેટ આપવામાં ખપી ગઈ હતી તેથી પ્રજાની તેમજ કેળવણી ખાતાંની માગણી તરતજ પુરી પાડવાની જરૂર હોવાને લીધે ઉપર પ્રમાણે યોગ્ય ફેરફાર કરતાં જે વિલંબ થાય ત્યાં સુધી ઢીલ કરવાનું ઠીક નહિ લાગવાથી આ આવૃત્તિ પ્રથમ સરખીજ કાઢવામાં આવી છે. એમ છતાં મને અવકાશ નહિ હોવાને લીધે મારા મિત્ર મી. ચીમનલાલ હરીલાલ સેતાલવાડ બી. એ. એલ. એલ.બી. એ આ પુસ્તકને સુધારીને છપાવવાની તસ્દી લીધીછે તેને માટે તેમનો અંતઃકરણથી આભાર માનું છું. આ બીજી આવૃતિ કાઢતાં

મને સંતોષ ઉપજે છે કે તે કાઢીને હું મારી આગલી ધારણા પ્રમાણે સ્વર્ગવાસી કવી નર્મદાશંકર લાલશંકરને અર્પણ કરવા કૃતાર્થ થયો છું.

**મદનલાલ વિ. લલ્લુભાઈ મુનસીફ.**

## પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

પંડીત શિવનાથ શાસ્ત્રી, એમ. એ. નું રચેલું "મેજો બાઉ" નામનું "મેરી કાર્પેન્ટર સીરીઝ" માંનું બંગાળી પુસ્તક લોકપ્રિય હોવાથી મિસિસ જે. બી. નાઇટે તેનું ઇંગ્રેજીમાં ભાષાન્તર કર્યું અને તે "નેશનલ ઇન્ડિયન એસોસિએશન"નાં ચોપાનીઆ (હવે "ધી ઇન્ડિયન મેગેઝિન" એ નામે પ્રગટ થાય છે તે) માં થોડું થોડું કરી બધું પ્રસિદ્ધ કર્યું. એ વાંચી એનો મને ગુજરાતીમાં તરજુમો કરવાનું મન થયું; અને તે પરથી ગયા વર્ષની શરૂઆતમાં હું બહાર ગામ ગયો હતો ત્યારે ફુરસદે આ કામ કરતો ગયો. થોડા વખતપર મુળ બંગાળી પુસ્તક હાથ આવ્યું; અને પછી તેનું મરાઠી ભાષાન્તર જોયું ત્યારે એવો વિચાર થયો કે મારૂં કરેલું ભાષાન્તર આ બે પુસ્તકો સાથે સરખાવી, ઘટતો ફેરફાર કરી, ગુજરાતીઓ તેમજ પારસીઓ, અને પુરૂષો તેમજ સ્ત્રીઓ, સમજી શકે એવી સરળતા રાખી પ્રસિદ્ધ કરવું; અને એ લઘુ પુસ્તક, અમર થઇ ગયલા અને ગુજરાતી ભાષાની ખરી સેવા બજાવી ગયલા એવા પ્રખ્યાત કવિ નર્મદાશંકરને અર્પણ કરવું. પરંતુ આ તો અનુભવ સિદ્ધજ છે કે મનુષ્ય માત્રની ધારણા સદૈવ ફલીભૂત થઇ શકતી નથી; અને એજ પ્રમાણે આ કામ સારૂ જોઇતી ફુરસદ નહિ મળવાથી, તેમજ બીજા કેટલાંક કારણોને લીધે, એ વિચાર મુલતવી રાખી "**સત્યવકતા**" ના અધિપતિ—રા૦ રા૦ કેશવલાલ હરિવિઠ્ઠલદાસને મુળ લખાણ ઉતાવળમાં ઉપરટપકે સુધારો કરી આપ્યું છે, અને "હિંદુસ્તાનના મિત્રો" ને અને "શુભેચ્છકો" ને અર્પણ કર્યું છે. આ પુસ્તક દોષરહિત તો નથીજ, તેમ લખાણમાં પણ ઇચ્છિત ફેરફાર થયો નથી તેથી અથવા કેટલેક ઠેકાણે એમ બન્યું હોય કે મારી ભૂલથી અર્થનો અનર્થ થયો હોય તો તે માટે ગુણી વાંચનાર ક્ષમા કરશે એવી આશા છે. મારા જે મિત્રોએ મને આ કામમાં ઉલટભર સહાય કરી છે તેમનો તેમાં વિશેષ કરીને પ્રોફેસર મણીલાલ નથુભાઇ દ્વિવેદી જેમણે મારૂં લખાણ તપાસીને યોગ્ય સૂચનાથી આ પુસ્તકને વધુ ઉપયોગી કીધું છે તેવણ સાહેબનો આ પ્રસંગે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**ભાષાન્તરકર્તા.**

# પ્રમદા

અથવા

# સદ્‍ગુણી વહુ.

---

## પ્રકરણ ૧ લું.

વૈશાખ સુદ લગભગ પૂરો થયો હતો અને પ્રબોધચંદ્ર ઉનાળાની રજા ભોગવવાને ઘેર આવ્યો હતો.

પ્રબોધચંદ્ર કોણ હતો? સુરતના પ્રખ્યાત મહાનંદપંડ્યાનો બીજો છોકરો.

સુરત ક્યાં આવ્યું? મુંબઈની ઉત્તરમાં આસરે ૧૬૭ માઇલને છેટે ગુજરાતમાં આવેલું એક પુરાતન શેહેર.

મહાનંદપંડ્યા કોણ હતા? એક ઘણા પ્રમાણિક અને કબીલદાર બ્રાહ્મણ. એ જજમાનવૃત્તિનો ધંધો કરતા હતા.

આ બ્રાહ્મણ ગૃહસ્થને ચાર પુત્ર અને બે પુત્રી હતી. સૌથી મોટા છોકરાનું નામ હરિશંકર, બીજાનું નામ પ્રબોધચંદ્ર, ત્રીજાનું નામ જટાશંકર અને ચોથાનું નામ ગવરીશંકર હતું. છોકરીઓનું નામ કમળા અને મંગળા હતું.

પ્રાચીન રૂઢી પ્રમાણે હરિશંકર ગામઠી મેહેતાજીને ત્યાં નામું લખવાનું શીખ્યો હતો, પણ તે નઠારી સોબતમાં પડ્યો અને અભ્યાસને બદલે મોજ મજામાં તેનું મન ગુંથાયું. તે બીચારાને તે ગામના જમીનદારોની કચેરીમાં નોકરી લેવી પડી. આ નોકરીમાં પગાર અને પાનસોપારીની રૂએ જે કંઇ મળે તે બધું મળીને મહીને મારમાર કરતાં વીસ રૂપિયા પડતા હતા.

મહાનંદપંડ્યાનો બીજો છોકરો ઘણો બુદ્ધિશાળી હતો. તે સુરતની હાઇ સ્કુલમાંથી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ફતેહમંદીથી પસાર થઇને સ્કોલરશિપ મેળવીને મુંબઇમાં એલ્ફિન્સ્ટન કોલેજ (પાઠશાળા)માં આ વર્ષે બી. એ. ની પરીક્ષામાં જવાનો અભ્યાસ કરતો હતો.

ત્રીજા છોકરા જટાશંકરે અંગ્રેજી સાતમા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. આગલે વર્ષે મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા ગયો હતો પણ નાપાસ થવાથી તેણે અભ્યાસ મુકી દીધો હતો. તેના પિતા તેની આજીજી કરે, બઈરી મેણાં મારે, મોટો ભાઇ પ્રબોધચંદ્ર ધમકાવે ત્યારે નોકરી કરવાનું બહાનું કાઢીને મુંબઇ જાય, પણ ત્યાં જવાનો ખરો હેતુ કોઇના કળ્યામાં આવે નહિ. થોડા દહાડા નીકળી જાય અને વાત વિસારે પડે કે ઘેર પાછો નાસી આવે.

પ્રબોધચંદ્રનો સૌથી નાનો ભાઈ ગવરીશંકર મુંબઇની એક અંગ્રેજી નિશાળમાં બીજા ધોરણમાં અભ્યાસ કરતો હતો. ગવરીશંકર પોતાના વડીલ ભાઈ પ્રબોધચંદ્રની દેખરેખ હેઠળ સારો અભ્યાસ કરતો હતો, પણ એને માટે વધારે કહેવાની હાલ જરૂર નથી.

જો તમે ધ્યાનથી આ વાર્તા વાંચશો તો ધીરે ધીરે એ કુટુંબની સ્ત્રીઓને ઓળખશો. ધીરે ધીરે તમે પંડ્યાજીનાં ધણીઆણીને તથા તેની બે પુત્રી કમળા અને મંગળાને પણ ઓળખશો.

કમળાગવરી મોટી છોકરી હતી. તે આસરે સત્તર અઢાર વર્ષની ઉમ્મરની હતી. તે પરણેલી હતી પણ સાસરામાં અણબનાવ હોવાથી પોતાને સાસરે નહિ જતાં પીયેરમાંજ રહેતી હતી.

મહાનંદપંડ્યાના ઘરનાં બીજાં આદમિયોનું સહેજ ઓળખાણ કરીએ. હરિશંકરને તારાગવરી અને ગંગાગવરી નામની બે પુત્રીઓ અને ચંદ્રશંકર નામનો પુત્ર હતો. જટાશંકરને એક પુત્રી હતી પણ તેનું નામ પાડ્યું નહોતું. તેની દાદી તેને ફીકી કહીને બોલાવતી હતી.

પંડ્યાજીને ઘેર બે ગાયો, બે શિવલિંગો—એક કાળું નાના કદનું અને બીજું સફેદ પણ જરા મોટું—તથા મંગળાની લાડકી બીલાડી હતી.

પ્રબોધચંદ્રની કોલેજમાં રજા પડવાથી મુંબઈથી આજેજ બપોરના ઘેર આવ્યો હતો. એ આવ્યો ત્યારે બપોરના ત્રણનો સુમાર થયો હતો. નહાતાં જમતાં સાંજ પડી ગઇ. વાળુ કીધા પછી મહોલ્લાના આડોસી પાડોસીઓને તથા દોસ્તદારોને મળવાને નીકળ્યો તેમ કરવામાં ત્રણ ચાર કલાક નીકળી ગયા પછી ઘેર પાછો આવ્યો.

પ્રબોધચંદ્રની વહુ પ્રમદા જલદી જલદી ઘરનું કામ આટોપી લેતી હતી. આજ ત્રણ વાગ્યાથી તેનો ચેહેરો બદલાઇજ ગયો હતો,

અને તેને એક જાતનો વિલક્ષણ આનંદ ઉપજેલો દેખાતો હતો. તે નિર્દોષ યુક્તિઓથી પોતાના વિચારો છુપાવવાનું પ્રયત્ન કરતી, પણ તે કંઇ છુપા રહેતા નહિ. તેની ચાલથીજ તે વર્તાઈ જતા હતા. તેની ચાલવાની ઢબછપ, તેનો તકતક થતો પ્રફુલ્લિત ચેહેરો, તેનું હસતું મોઢું, તેના હોઠ અને તેનો કોમળ સ્વર એ સહજ તેના અંતઃકરણની વાત કહી દેતાં હતાં. પ્રમદા આજ આટલી બધી ખુશીમાં હતી તે તેની સાસુથી ખમાયું નહિ! તેતો બોલ્યા ચાલ્યા વગર મુંગે મોઢે બેસીજ રહી.

પ્રબોધ બહારથી ફરીને પાછો આવ્યો અને પોતાના ઓરડામાં પ્રમદાની ઘણી રાહ જોઇ પણ તે આવી નહિ. તે પોતાની સ્ત્રીની ખાસ ખુરસી ઉપર બેઠો, પોતાની સ્ત્રીની કલમ તથા પેનસીલ લીધાં પણ તરતજ પાછાં મુકી દીધાં; આમ તેમ કંઇ કાગળ ખોળ્યા તો તેમાંથી અડધો લખેલો કાગળ અથવા કંઈ કવિતાની કડીઓ લખેલો કાગળ નીકળ્યો તે વાંચીને તે હસ્યો. બ્રાહ્મણ પંડિતની વહુના ઓરડામાં ટેબલો અને ખુરસીઓ તે હોય! આતે કેમ બને? પ્રમદામાં ત્રણ મોહોટા દોષ હતા તે આ પ્રસંગે કહેવા જરૂરના છે. તેનો પેહેલો દોષ એ કે તે ઘણીજ સ્વચ્છ હતી. તેનું ઘર મટોડીનું હતું પણ અંદરથી એવું તો સ્વચ્છ અને આસુદું હતું કે તે માંહેથી જઇને જોયું હોય તો આપણે ખુશ થયા વગર રહીએ નહિ. તેના પહેરવાનાં કપડાં, તળાઇ તથા ચાદર, અને મચ્છરદાનીઓ બહુજ સ્વચ્છ હતાં. તે ઓરડીમાંની દરેકે દરેક ચીજ ઘણીજ સાફસુફ હતી એટલુંજ નહિ, પણ જમવાની થાળીઓ અને રાંધવાનાં વાસણ તથા રસોડું પણ તેવાંજ હતાં.

આ કારણને માટે તેનાં પડોસી જેને કે સ્વચ્છતાની થોડીજ કાળજી હતી તે બધાંઓએ એને "સુધરેલી શોખીન સ્ત્રી" અથવા તો "મડમ સાહેબ" નું નામ આપ્યું હતું, અને બીજી હરેક રીતે ઠઠ્ઠા કરતાં હતાં. આ પ્રમાણે આખા ગામમાં પ્રમદાનો ઓરડો ગવાઇ રહ્યો હતો; તે એટલે સુધી કે નવી સવી વહુવારૂ સ્વચ્છ નહિ માલમ પડતી તો તેની સાસુ કામ પડતું મેલીને પ્રમદાનો ઓરડો જોવા જવાનું તેને કહેતી અને બીજાં બઇરાં પોતાના નાનાં છોકરાં તેના ઓરડામાં જઇને કંઇ નુકસાન કરે માટે તેઓને જતાં સાવચેતી આપતાં.

પ્રમદાને અભ્યાસનો શોખ હતો તે તેનો બીજો દોષ હતો. લગ્ન થતાં પહેલાં પોતાનાં પિયેરમાં ગુજરાતી સાત ચોપડીનું સંપૂર્ણ જ્ઞાન

મેળવ્યું હતું. લગ્ન થયા પછી સાસરે રહેવા ગઇ ત્યારથી પ્રબોધના ઉત્તેજનથી તેણે પોતાનો અભ્યાસ ઘણોજ વધાર્યો હતો.

પ્રમદાનો પિતા સારી સ્થિતિમાં હતો એ તેનો ત્રીજો દોષ હતો. એના પિતાને ત્રણસો રૂપિયાનો દરમાયો મળતો હતો. કદાચ કોઇ એવો સવાલ ઉઠાવશે કે " એમાં પ્રમદાનો શો વાંક ? " એ શું એનો દોષ નથી ? જો એમ નહિ હોય તો એની સાસુ એના ઉપર આટલી બધી ઇતરાજી શું કરવા બતાવે ? તેને " રાજકુંવરી " "નવાબની છોકરી " " પૈસાદારની દીકરી" એવાં ધિક્કારનાં નામથી બોલાવીને શું કરવા મ્હેણાં મારે ? આ ઉપરથી એ તો ખુલ્લું છે કે એ પણ એનો દોષ હતો. આ ત્રણ શિવાય બીજો કંઇ અવગુણ એનામાં દીઠામાં આવતો નહોતો.

એતો ગમે તેમ હોય, પણ પ્રબોધ તેની સ્ત્રીની રાહ જોતો જોતો થાકી ગયો. હવે તો તેણે પ્રમદાની આનંદી આંખ અને પોતાની આંખ મેળવવાની બાયરાથી રસોડા તરફ એકતરસી આંખે તાકીને જોયું. વળી પાછો અધીરો થયો તે એટલેસુધી કે તેને પોતાના ઓરડામાં જબરજસ્તીથી લાવવાને તેની મરજી થઈ. આ વખતની તેના મનની સ્થિતિનું વર્ણન કોણ આપી શકે ?

આ વખતે પ્રમદા શું કરતી હતી ? તે પોતાની જેઠાણી વસુદાગવરીને વાળુ કરવાને સમજાવતી હતી અને તોફાની ચંદુ દુધ પીએ તેને માટે હરેક તદબીર વાપરતી હતી. વસુદાગવરી તેની સાસુનાં મનથી ઉતરી ગઇ હતી. તેની સાસુ જ્યારે ત્યારે કંઇ ને કંઇ નજીવી બાબતને સારૂ તેની સાથે લડી પડતી હતી. આજેજ સાંજે કંઈ નજીવી બાબતને સારૂ તેને ગાળો દીધી હતી અને તેને કંટાળો આપ્યો હતો. આ કારણને લીધે બીચારી વસુદાગવરી તો પોતાની ઓરડીમાં ભોંયપર મુંગી મુંગી સુઈ ગઈ.

પ્રમદા પોતાની જેઠાણી વસુદાગવરીને ખાવાને સારૂ કાલાવાલા કરતી હતી અને તે વાળુ કરવા ક્યારે આવેછે તે આશામાં સાસુજી આમ તેમ રસળ્યા કરતાં હતાં. સાસુજી ત્યાં હતાં એટલે પ્રમદાથી પોતાના પતિને મળાય એમ હતું નહિ, પણ સાસુજીએ જેવો પોતાની ઓરડીમાં પગ મુક્યો કે પ્રમદા દીવો લઈને માથે ઓઢીને પોતાના ઓરડા તરફ ગઈ. તે પોતાના ઓરડાના બારણામાં ઉભી રહી અને

તેની આંખ જે હરણની આંખના જેવી હતી તેમાંથી જાણે પ્રેમના કીરણ ફેંકતી હોય તેવી રીતે પ્યારથી તેણે પ્રબોધ તરફ જોયું. બન્નેની નજર મળી અને તેઓનાં મોહોડાં મલકાયાં. આ કઈ જાતનો આવકાર! બીજે પ્રસંગે આવકાર આપવામાં આવેછે તેવો કંઇ આદર-સત્કાર આ પ્રસંગે આ જોડામાંથી કોઈએ આપ્યો નહિ; પણ પેલું મ્હોનું મલકાવવું જે કે ખરા ઉમળકાનું હતું તેની કોઇ કિમ્મત કરી શકે?

પ્રબોધ અને પ્રમદા પાસે બેઠાં.

**પ્રબોધ**—આજે તો હું મુંબઈથી ઘણે દહાડે ઘેર આવ્યો અને તને મારી પાસે આવતાં બહુવાર લાગી?

**પ્રમદા**—સાસુજીની શું વાત કરૂં? તે હોય ત્યાંસુધી કેમ અવાય?

**પ્રબોધ**—કેમ? તારો તે કોળીઓ કરી જાત?

**પ્રમદા**—એજ કારણ નહોતું. જેઠાણી રીસાયલાં હોવાથી આજ બીલકુલ વાળુ કીધું નથી, હું તેને વાળુ કરવાને સમજાવતી હતી.

**પ્રબોધ**—શા માટે વાળુ કીધું નથી?

**પ્રમદા**—સાસુજીએ તેને બહુ ગાળો દીધી.

**પ્રમદા**—અરે! મેં મારી માને કેટલીવાર સમજાવી પણ તે અને મોટી ભાભી બંને એક એકનાં મોમાં થુંકે એવાં છે.

**પ્રમદા**—આજે તમને ઘણો શ્રમ પડયો.

**પ્રબોધ**—મને જે શ્રમ પડયો હતો તે તને જોતાં વારને લાગતો નથી.

**પ્રમદા**—આ વખત તો તમે બહુ સુકાઈ ગયેલા દેખાઓ છો.

**પ્રબોધ**—પરીક્ષા પાસે આવી તે તું જાણતી નથી? અમારે મહેનત કરવી જોઇએ. તું પણ સુકાઈ ગયલી દેખાય છે.

**પ્રમદા**—હવે જરા મારા પિયેરની ખબર તો મને કહો. મારા મોટા ભાઇને મળ્યા હતા?

**પ્રબોધ**—હા બે દિવસ ઉપર મળ્યો હતો. તારા ઘરનાં સર્વે ખુશી છે.

**પ્રમદા**—ઘણા દહાડા થયાં મારે ઘેરથી પત્ર આવ્યો નથી. આ વાત ચાલતી હતી એટલામાં ચંદુને રડતો સાંભળ્યો. પ્રમદાએ તેને ઉંઘાડયો હતો અને હમણા તે પાછો ઉઠયો. વસુદાગવરી તો માથે

મોઢે ઓઢીને સુતી હતી એટલે પોતાના છોકરાને જવાબ દીધો નહિ. આખરે ચંદુ રડતો રડતો ઓરડાની બહાર આવ્યો.

**પ્રબોધ**—હું ધારૂં છું કે ચંદુ રડે છે.

**પ્રમદા**—હા, મેં એને હમણાજ સુવાડ્યો હતો.

**પ્રબોધ**—ચાલો આપણે બન્ને ત્યાં જઇએ. એની મા બહુ લેવાઇ ગઈ છે અને અપવાસ કરે એ ઠીક નહિ.

બન્ને જણાં હરિશંકરની ઓરડીમાં ગયાં તો માલમ પડ્યું કે તે હજુ બહારથી આવ્યો નહતો. પ્રમદાએ ચંદુને પોતાના ખોળામાં લીધો અને બચ્ચીઓ કરીને તથા હાલેડાં ગાઇને રડતો રાખ્યો એટલે તે તેની પ્રમદાકાકીના ખોળામાં માથું મુકીને પાછો સુઈ ગયો. પ્રમદાએ વસુદાગવરીના મોં ઉપરથી લુગડું ખસેડી નાંખ્યું અને પુછ્યું:—"બેન જુઓછો કે આ તમને મળવાને કોણ આવ્યું છે?" વસુદાગવરીએ જરાવાર પ્રબોધ તરફ જોયું અને પાછું મોઢે ઓઢી દીધું. પ્રબોધે પાછું મોઢા ઊપર ઓઢેલું કપડું તાણી લીધું, અને કહ્યું, "ભાભી આ શું? હું આટલે બધે મહિને ઘેર આવ્યો તે તમે મારા ઉપર આમજ હેત બતાવોછો કે? શું હું એક બોલમાંથી પણ ગયો?" મોઢા ઉપરથી ઓઢેલું કાઢી નાખ્યું, પણ જાણે વસુદાગવરી આજેજ પરણેલી છોકરી હોય તેમ તેણે આંખ મીંચી દીધી. આ જોઇને પ્રબોધ અને પ્રમદા બન્નેને હસવું આવ્યું. આખરે એકે આ હાથ અને બીજાએ બીજો હાથ ખેંચ્યો અને "ઉઠો, ઉઠો" કરી મુકચું. વસુદા જેને શરીરે ધુળ ધુળ થઈ ગઈ હતી તેને ભોંય પરથી બેઠી કીધી. આ તકરાર ચાલતી હતી તે વખતે વસુદાના પેટમાં કડાકા પડ્યા હતા તેથી તેને ઝાઝું કહેવાની જરૂર પડી નહિ. વાળુ કરવાની તરતજ હા કહી અને વધારે કહે એટલામાં તો કોળીઆ ભરવા માંડ્યા ને થાળી ચોખ્ખી કરી મુકી. આખરે આ જુવાન જોડું પોતાના ઓરડામાં જઇને સુઈ ગયું.

---

## પ્રકરણ ૨ જું.

આજ પણ પાછા બપોરના ત્રણ વાગ્યા હતા. પંડ્યાજીની ધણીઆણી વસંતબાને જમ્યા પછી બપોરે જરા ઉંઘવાની ટેવ હતી તે પ્રમાણે ઉંઘી ઉઠ્યા પછી કમળાને ઉઠાડી. પ્રમદાની ઓરડીમાં

મોહોલ્લાની કેટલીએક બહેનપણીઓ મળવા આવી હતી તે સોકટે રમતી હતી. સ્ત્રીઓને સોકટાંની તથા પાનાની જુદી જુદી રમતનો શોખ હોય છે પણ પ્રમદાને તો સોકટે કે પાને રમતાં આવડતું નહોતું. તે છતાં પણ તે બધાં ઘણું ખરૂં એની ઓરડીમાંજ રમવા બેસતાં હતાં. પ્રમદા ઘણું ખરૂં પોતાનું વાંચવા લખવાનું કામ કરે અને ઘડી બે ઘડી પ્રસંગોપાત તેઓની ટોળીમાં ભાગ લેતી જાય. સાસુજીનો અવાજ સાંભળતાંવારનેજ બાજી સંતાડી દીધી અને બધી સ્ત્રીઓ થોડી વારમાં પોતપોતાને ઘેર ચાલી ગઈ. મંગળા પોતાનાં પ્રમદા ભાભી પાસે ચોટલો વળાવતી હતી. તે ત્યાંજ બેસી રહી; ત્રીજાં ભાભી કુવે પાણી ભરવાને બેડું લઈને ઘરમાંથી બહાર ગયાં; સૌથી નાનાં ભાભી સાસુજીનો ઓરડો વાળવાને સાવરણી લઈને તેની તરફ ચાલ્યા; અને સૌથી મોટાં ભાભી પોતાના ઓરડા તરફ ચાલ્યા ગયાં.

ચંદુ રડતો રડતો ઘરમાં આવ્યો. તેની ઉમ્મર લગભગ બે વર્ષની હતી, અને તે જરા કાળો, ઠીંગણો અને ગોળ મટોળ શરીરનો હતો તેથી તેની દાદી તેને ગેટકી ચંદુ કહી બોલાવતી હતી. ચંદુએ ગળામાં તેની દાદીએ આપેલો સોને મઢેલો વાઘનખ પહેર્યો હતો, પોહોંચા ઉપર પ્રમદા કાકીએ આપેલી પહોંચીઓ પહેરી હતી, અને કેડે દાદીએ આપેલો રૂપાનો કંદોરો પહેર્યો હતો. તે ઘણોજ શાંત સ્વભાવનો હતો. તેના હાથમાં નાની કોદાળી અથવા તો તે નહિ હોય તો લાકડી અથવા કંઈનું કંઈ હમેશાં દીઠામાં આવતું હતું. તે જ્યારે ત્યારે આમ તેમ દોડતો માલમ પડતો અને તારાગવરીના અથવા તો ગંગાગવરીના અથવા પોતાની માના અથવા તો પોતાની કોઈ કાકીના વાંસામાં લાકડી લગાવતો હતોજ પણ કોઈ ચંદુના મારને ગણકારતું નહિ. તે કંઈ કંઈ ગાળો શીખ્યો હતો અને જ્યારે તે ખીજવાઈ જતો ત્યારે તે "સાળા" કરીને ગાળ દેતો હતો. એનું કારણ એ કે એના દાદા એને ઘણું કરીને લાડમાં "સાળો" કહીને બોલાવતા હતા તેથી એ શબ્દ એને મોઢે ચઢી ગયેલો. લુગડાં પહેરવાનાં તો તેણે સોગનજ ખાધા હતા. એમ છતાં જો તેને કોઈ વખત લુગડાં પહેરાવે તો તે અર્ધા કલાકમાં તો પાછાં કાઢી નાખતો. આજ તો એને કંઈ લુગડાં પહેરવાનું મન થઈ આવ્યું હતું અને તેથી "ભગવાં કપડાં જોઈએછે" એમ બુમ પાડતો પાડતો ઘરમાં એક છેડેથી બીજે છેડે પ્રમદા કાકીની ઓરડી આગળ આવ્યો. તેની લાકડી તો તેના હાથમાંજ હતી.

પ્રમદા મંગળાનો ચોટલો વાળી રહી હતી, તેનું મોઢું ધોયું અને પોતાના હાથ ધોઈ નાખ્યા પછી ચંદુને બુમ પાડી, પણ તેણે સાંભળી નહિ. તે તો પાધરો પોતાની દાદી પાસે દોડી ગયો, અને તેનાં લુગડાંનો છેડો પકડયો. તેનું તેના ઉપર ઘણું હેત હતું પણ આજતો તે ચંદુના માબાપ ઉપર ગુસ્સે થઈ હતી. તે ગુસ્સામાંને ગુસ્સામાં તેને જોરથી તરછોડી કાઢયો અને બોલી "તારે નવાં કપડાં જોઈએછે તો મને શું કરવા પજવેછે, જા તારાં માબાપ પાસે જઈને માગ." ચંદુને તેની દાદીએ આમ તરછોડી કાડવાથી તે રડતો રડતો તેની મા વસુદા પાસે ગયો, પણ તેનો તો આજ મીજાસ ગયો હતો તેથી તેણે પોતાનો ગુસ્સો પોતાના પશુ જેવા છોકરા ઉપર કાહાડયો. આવી રીતે બીચારાં નિર્દોષ બચ્ચાં પોતાના માબાપના ગુસ્સાના ભોગ થઈ પડે છે. વાંચનારી માનવંતી બેનો! હું ખાત્રી રાખું છું કે તમે જ્યારે બીજા ઉપર ગુસ્સે થાઓ છો, ત્યારે તમારો ગુસ્સો તમારા કોમળ બાળક ઉપર કાઢતાં નહિ હશો. પ્રમદાએ ચંદુને રડતો સાંભળ્યો કે તરત તે વહેલી વહેલી ઉઠી અને તેને ઉચકી લીધો, તેનાં આંસુઓ લુછી નાખ્યાં અને બચીઓ કીધી. ચંદુને આટલો માર પડયો હતો પણ તે તો "મારે ભગવાં કપડાં જોઈએછે" એમ બોલ્યાજ કરતો હતો. પ્રમદા તેને "રડ નહિ, ભાઈ રડ નહિ, હું તને આપુંછું" એમ કહીને રડતો રાખતી હતી.

ચંદુએ પોતાની નાની આંગળી વતી બહારનું બારણું બતાવ્યું. પ્રમદા તેને કેડે લઈને રસ્તામાં ફેરીઓ આવ્યો હતો ત્યાં ગઈ. તે ફેરીઆની આસપાસ પડોસની સ્ત્રીઓ તથા છોકરાંઓ વીંટળાઈ ગયાં હતાં. કોઈ પોતાનાં નાનાં છોકરાંઓને સારૂ કંઈ રમકડાં ખરીદતાં હતાં. કોઈ વળી ફુલાણું લેવું કે ફુલાણું તેને માટે રકજગ કર્યા કરતાં હતાં, તો કોઈ વળી પોતાના નાનાં છોકરાંઓના કાનમાં સમજાવતાં હતાં કે આતો આપણાથી નહિ લેવાય.

પ્રમદાએ, તારા અને ગંગાને પથ્થરની પુતળીઓની માફક મુંગે મોઢે ઉમરા આગળ ઉભેલી દીઠી. તે છોકરીઓએ પોતાના કાકીને જોતાંવારને તેનું લુગડું ખેંચ્યું. પ્રમદાએ પહેલાં તો ચંદુને ભગવાં કપડાં અપાવ્યાં. કપડાં મળ્યાં કે તેને પકડી રાખવો એ કામ ઘણું મુશ્કેલ હતું. તરતજ તે તેની કાકીની કેડમાંથી ઉતરી પડયો, નવાં કપડાં પહેર્યાં અને તેના છેડાની આમ તેમ ઘડી વાળતો તરતજ બડવો રૂઢી વાવી ગયો. પછી પ્રમદાએ તારા અને ગંગાને તેઓને માટે એકેક કપડું પસંદ કરવાનું કહ્યું એટલામાં તેની દેરાણી (જટાશંકરની

વહુ ) અને મંગળા ત્યાં આવી પહોંચ્યાં. તેને જોઇને પ્રમદાને એમ લાગ્યું કે રખેને તેઓ શરમાઈ જાય અને અદેખાય, માટે તે બન્નેને સારૂ તેમજ ગવરીશંકરની વહુને સારૂ પણ કંઈ કંઈ કપડાં લીધાં.

બધાં છોકરાંઓએ પોતાના હાથમાં નવાં કપડાં લઇને ઘરમાં આમ તેમ દોડાદોડ કરી મુકી. પ્રમદાએ પોતાની પેટી ઉઘાડીને આઠ રૂપિયા કાઢ્યા, તે પેલા ફેરીઆને આપી દીધા, અને પછીથી ઘરધંધે વળગી. વસંતબા તો મનમાં બળીને ખાખ થઈ ગયાં.

અંધારૂં થતાં પહેલાં તરતજ પંડયાજી ઘેર પાછા આવ્યા અને ચંદુ પોતાના નવાં કપડાં પહેરીને આમ તેમ રમતો હતો તે દાદાની પાસે દોડ્યો. સાંળા ચંદુએ નવાં કપડાં પહેરેલાં જોઇને તે ઘણા ખુશ થયા, અને પુછ્યું " ચંદુ, આ સારાં નવાં કપડાં તને કોણે અપાવ્યાં?" ચંદુ આમ તેમ લાકડી ફેરવતો "પ્રમદા કાકીએ અપાવ્યાં, પ્રમદા કાકીએ અપાવ્યાં" એમ બુમ પાડતો પોતાના દાદાની આસપાસ કુદવા લાગ્યો. ચંદુને ખુશીમાં જોઇને તારા અને ગંગાગવરી પણ ત્યાં આવ્યાં, અને ચંદુની સાથે "પ્રમદા કાકીએ અપાવ્યાં પ્રમદા કાકીએ એમ બુમ પાડીને કુદવા લાગ્યાં. પંડયાજી પોતાના છોકરાનાં છોકરાંને આટલાં બધાં ખુશી જોઇને પોતે પણ ઘણો આનંદ પામ્યા અને બોલવા લાગ્યા "આજતો દીવાળીનો દહાડો હોય તેમ લાગે છે." વસંતબા પણ ત્યાં આવ્યાં. અત્યાર સુધી તો તે મુગાં હતાં, પણ હવે તો તેનાથી મુગા બેસી રહેવાયું નહિ તેથી પંડયાજીનીસામાં ઝાંસો કરીને બોલી, " મરોની તમે! શું તમાસો જુઓછો?"

**પંડયાજી**—આ છોકરાંઓને ખુશી જોઇને તને ખુશી થતી નથી?

**વસંતબા**—તમને ગમે તો તમે ખુશી થાઓ, હું તો જોઇને ધરાઈછું.

**પંડયાજી**—તું આવું સામું બોલતી બંધ ક્યારે રહેશે? મેં શું કીધું?

**વસંતબા**—મેં એટલું કહ્યું તેમાં તમને ગર્દન માર્યા? મને તો એવા તવંગરની માફક વર્તોછો તે ગમતું નથી. મારાથી કંઈ એ ખમાતું નથી.

**પંડ્યાજી**—મેં શું કીધું ?

**વસંતબા**—તમારી પાસે દોલત હોય એવું ડોળ નથી ઘાલતા ?

**પંડ્યાજી**—પણ મેં ખોટું શું કીધું તે મને કહે? આ બધું તો આપણે કરવું જોઈએ. પણ તું જાણે છે કે આપણી પાસે એ બધું કરવાનું કંઈ સાધન નથી. તે પોતાને પિયેરથી પૈસા લાવે છે ને આ પ્રમાણે ખરચે છે. તારે તેનાં વખાણ કરવાં જોઈએ તેને બદલે તું તેના ઉપર ગુસ્સો કરે છે—તારા જેવી નીચ મેં કોઈ જોઈ નથી.

**વસંતબા**— હવે માથું નહીં ફોડો. તે ગરીબની દીકરી હોત તો તમે તેનાં આટલાં બધાં વખાણ કરત નહિ.

પંડ્યાજીને બહુ ગુસ્સો લાગ્યો પણ કંઈ જવાબ આપ્યો નહિ.

---

## પ્રકરણ ૩ જું.

એક દહાડો મહાનંદપંડ્યાના કોઇક નીકટના સગાને ત્યાંથી સુખ્તમનું નહોતરૂં આવ્યું. મળસકાની બધી વહુઓ તો ખુશ ખુશ થઇ રહી હતી. દસ વાગ્યા ત્યારે તો ઘરમાં બંદોબસ્ત કરીને બધાંઓએ જવાની તૈયારી કરવા માંડી. ચારે વહુઓએ વાર તહેવારનાં કપડાં પહેર્યાં. પ્રમદાની પાસે તેના પિયેરનાં સુંદર કિમતી કપડાં હતાં, પણ આજે તો તેણે સાદી સફેદ ઘટ કુમાસની સાડી પેહેરી. મંગળાને પોતાની ઓરડીમાં તેડી જઈને પ્રમદાએ ચોટલો વાળ્યો, તથા પોતાને કન્યાદાનમાં મળેલાં ચાક વિગેરે એકાદ બે ઘરેણાં પહેરાવ્યાં; તેનું મોઢું ધોઈને તેના કપાળમાં હીંગળોકની બીનકી કીધી તથા કાળી આડ કીધી. એટલામાં તો વસંતબાએ મંગળાને બુમાબુમ કરી મુકી; ઘરેણાં પહેરી રહ્યા પછી, મંગળા પોતાની માની પાસે ગઈ. તેની મા તેને જોતાં વારને બુમ પાડી ઉઠી, "રાંડ અભાગણી ! બીજાને કન્યાદાનમાં મળેલાં ઘરેણાં તું કેમ પહેરે છે? જા જલદી જલદી કઢાવીને પાછી આવ." મંગળા બીચારી નાદાન છોકરી તે આ સાંભળેજ શું કરવાને ! તેણે કંઈ તે ઘરેણાં કઢાવ્યાં નહિ.

વસંતબાએ ગાયને ઘાસ નાખવાનો તથા પાણી પાવાનો બંદોબસ્ત કર્યો, તથા ઘરની સંભાળ લેવાનો હુકમ કર્યો ; અને પોતાના સગાને

ત્યાં જમવા જવાને બધાંને તેડીને નીકળ્યાં. સૌથી અગાડી વસંતબા ચાલતાં હતાં, તેની પછાડી કમળા પોતાના જટાશંકર ભાઈની છોકરીને કેડે લઈને ચાલતી હતી. તેની પછાડી પારવતી અને મંગળા ચાલતાં હતાં; તેની પછવાડે પ્રમદા ચંદુને કેડે લઈને ચાલતી હતી; પ્રમદાની પછવાડે તારા અને ગંગાગવરી ચાલતાં હતાં. તેઓ ઘડીકમાં બધાંની પાછળ પડી જતાં, વળી જરા ઉતાવળથી દોડીને બધાંની આગળ થઈ જતાં. ચંદુ પોતાની પ્રમદા કાકીની કેડમાં બેઠો બેઠો તેની બન્ને બહેનો જોડે ગપાટા મારતો જતો હતો.

રસ્તે જતાં પ્રમદાએ ચંદુને શિખામણ દીધી હતી કે "ભાઈ, પારકે ઘેર બુમ નહિ પાડીએ; ખાખા, કર્યા નહિ કરીએ; ડાહ્યા થઈને બેસી રહીએ." પણ ચંદુ નાનો તે આ માનેજ શું કરવાનો? તેતો જ્યારે ત્યારે પ્રમદા કાકીની કેડપરથી નિચે ઉતરી જવાનું કર્યા કરે, પણ પ્રમદાએ તેને મજબુત પકડી રાખેલો એટલે રસ્તામાં તેનાથી ઉતરાયું નહિ. મહાનંદપંડ્યાનાં ઘરનાં બઈરાંઓ છોકરાં છૈયાં સાથે પોતાનાં સગાને ત્યાં આવી પહોંચ્યાં. તે ઘરનાં ઘરધણીઆણી કાશીબાએ આ બધાંને ઘણોજ આવકાર દીધો. વહુવારૂઓને કહ્યું "સારૂં થયું કે તમે બધાં આવ્યાં, તમને બધાંને જોઈને હું અત્યંત ખુશી થઈછું. આ ઘર તમારૂંજ છે; જોઈએ તે હાથે લઈને ખાઓ. સગાં વહાલાં સાથે મળે છે ત્યારે મને ઘણોજ આનંદ ઉપજે છે, ઘરમાં પુષ્કળ કામ છે, માટે તમે જરા કામે વળગો." આ ઉપરાંત બીજી બીજી મીઠી વાતો કહી તેમને ખુશી કીધાં.

વસંતબા તથા કાશીબા શું જમવાનું કરવું તે વિષે સાથે વિચાર કરવા બેઠાં, અને બીજી સ્ત્રીઓ રસોડામાં તથા બીજા ઓરડાઓમાં આમતેમ ફરવા લાગી. ખરેખરૂં જોતાં તો કાશીબાના ઘરમાં સ્ત્રીઓની તાણ હોવાથી બીજી આવેલી સ્ત્રીઓની મદદની જરૂર ઘણીજ હતી. તે જાતે તો ઘડપણને લીધે છેક નાકૌવત થઈ ગઈ હતી. વળી કામ એટલું બધું હતું કે તેની સૌથી મોટી વહુથી તે બધું આટોપી શકાય એવું નહોતું. શાકભાજી તથા ભાતદાળ જેવું સાદું રાંધવાને તો શેહેરની બે વિધવા સ્ત્રીઓને તેડાવી હતી; પણ પુરણપોળી તથા દુધપાક કરવાને તેને ત્યાં કોઈ જોઈએ તેવી હુશીઆર સ્ત્રી નહોતી. કાશીબાની મરજી તો મહાનંદપંડ્યાના કુટુંબની વહુઓ મદદ લાગે તો સારૂં એમ હતી, પણ મહાનંદપંડ્યાના ધણીઆણીએ તે કંઈ લક્ષમાં લીધું નહિ. કાશીબાના પુછતાં પેહેલાં તો તે બોલી ઉઠી કે "સૌથી

મોટી વહુને તો કંઈ આવડતું નથી માટે તેને તો કહેતાંજ નહિ: ત્રીજી વહુની તો સુવાવડ હમણાંજ ગઇ છે, અને ખોળામાં ધાવતું છોકરૂં છે તે નબળો બહુ છે; સૌથી નાની તો નાજુક છે અને બીજી વહુ પ્રમદા તો તમે જાણોજ છો કેની! એ તો પૈસાદારની દીકરી, એની પાસે તે રંધાવવાની આશાજ શી? આવાં બીજાં અનેક બહાનાં કાઢીને પેલી બીચારીની આશા ભંગ કરી.

પેલી બીચારી ઘરધણીઆણી કાશીબા તો ગાભરી બનીને આમ તેમ ફરવા લાગી. પ્રમદા તેને ગભરાયલી જોઇને તેની બીજી વહુને પોતે પુરણપોળી તથા દુધપાક કરવાની મરજી બતાવી. કાશીબા તો ખુશ ખુશ થઇ ગઈ. તેણે તો તરત પુરણ તથા દુધપાક કરવામાં જે મસાલો જોઇએ તે બધી ચીજો એકઠી કરવાનો હુકમ આપી દીધો. પ્રમદા અને કાશીબાની બીજી વહુ પણ પ્રમદાના જેવી ચાલાક હોવાથી રસોઇ જલદી જલદી તૈયાર થવા લાગી. દહાડો ચઢતો ગયો, બ્રાહ્મણો એકઠા થવા લાગ્યા; પુરૂષો બહારના ઓરડામાં અને સ્ત્રીઓ અંદરના ઓરડામાં બેઠી. કાશીબાને ઘડપણને લીધે સહેજ વારમાં થાક ચઢતો પણ તે ખુબ ફેરા ખાતી હતી. પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓને "આવો બેહેન બેસો;" જુવાન સ્ત્રીઓને "આવો બેસો" વિગરે સૌ પરોણાઓને તેઓની ઉમ્મરના પ્રમાણમાં યોગ્ય આદરસત્કાર કર્યો; નાનાં છોકરાં પણ તેનાં ધ્યાનમાં હતાં, અને તેઓને બોલાવવાને ભુલી ગઇ નહોતી. આ ગડબડમાં કોઇને નાસ્તો કરવો હોય તો તેની તેણે તજવીજ રાખી હતી, કોઇને દુધ જોઇએ તો તેની પણ ગોઠવણ રાખવામાં આવી હતી; અને તે તરત મળતું. વળી કોઇને જરા આરામ લેવાની મરજી હોય તો તે સારૂ એકાંત જગ્યા જુદીજ રાખવામાં આવી હતી.

આ બધી તજવીજ રાખવામાં કાશીબા તેની સૌથી મોટી વહુને આઘે બોલાવીને "જો, અહીંઆં મદદની જરૂર નથી, નકામી તું આ કામમાં રોક નહિ. જરા ખાઈલે, અને પછી બીજાઓને કંઈ જોઈતું હોય તો તેની તજવીજ રાખજે" એમ કહેવાનું ભુલી ગઇ નહોતી.

હવે તો બાર પર બે વાગવાનો વખત થયો. બહારના ઓરડામાં પાતળ દડીયા નીકળ્યા; બધે પાતળ આવી રહી કે પીરસનારાઓ "પાણી મીઠાં ગંગા જળ," "જળ તમારે," "મીઠું જોઇશે, મીઠું,"

"પુરણપોળી વગરના આસન," "દુધપાક તમારે," એ પ્રમાણે બોલતા આમતેમ ફરવા લાગ્યા. જમનારાઓમાંથી પણ "પુરણપોળી લાવો," "દુધપાક અહીંયાં પીરસવો રહી ગયોછે" એમ બુમાબુમ થઈ રહી અને જમણ શરૂ થઈ ચુક્યું. ભાતદાળ પીરસવાનો વખત થયો ત્યારે પ્રમદા જે અત્યાર સુધી રસોડામાં રાંધતી હતી તેણે પોતાનું લુગડું ઠીકઠાક કીધું અને ભાતની કથરોટ લઈને પીરસવાને બાહાર નીકળી. દરેક વૃદ્ધ સ્ત્રી જેનું રસોડામાં જવું થયેલું તેણે પ્રમદાને પરસીનાથી નાહી ગયેલી પણ હસ્તે ચહેરે રાંધતી જોયલી અને બધાંએ તેનાં વખાણ કરેલાં. બધાં એમ બોલતાં કે "કોઈ તો એમજ ધારશે કે એ તો સાક્ષાત 'અન્નપૂરણા'જ છે," અન્નપૂરણાએ પણ આવી રીતેજ પીરસ્યું હતું.

પુરૂષો જમી રહ્યા કે તરતજ અંદરના ઓરડમાં સ્ત્રીઓએ જમવા બેસવાની તૈયારી કરી, અને થોડી વારમાં પીરસવાનું શરૂ થયું. કાશીબાએ પ્રમદાની પાસે આવીને તેના હાથમાંથી પીરસવાની થાળી ખેંચી લીધી, અને બીજી સ્ત્રીઓ સાથે જમવા બેસાડી. પ્રમદા બીચારી શું કરે? પોતાની મરજી ઉપરાંત તેને રસોડામાંથી નીકળવું પડ્યું.

સ્ત્રીઓમાં જમણવાર શરૂ થઈ; વચલી વયની સ્ત્રીઓ ડાબે હાથે નાંકમાંથી વાળીઓ અથવા કાંટાઓ કાઢીને બાજુએ મુકતી હતી. વળી બીજે ઠેકાણે સ્ત્રીઓ પુખ્ત ઉમ્મરના પુરૂષોને અચાનક પીરસતા જોઈને લાજ કાઢતી હતી અને મોઢું ફેરવતી હતી. કોઈ દુધપાકના સપાસપ સડકા મારતી હતી. વળી કેટલીએક દુધપાક અને પુરણપોળી કેવી સુંદર કરવામાં આવેલી તેની મ્હોટી મ્હોટી વાતો કરતી હતી.

આવી રીતે સ્ત્રીઓમાં જમવાનું ચાલતું હતું એટલામાં ચંદુ જાગ્યો. તેનાં પ્રમદાકાકીની શિખામણ તેણે માની નહિ, અને અહીંયાં આવ્યા પછી તરતજ બીલાડીનાં કાન તથા પુંછડી આમતેમ આમળવા લાગ્યો અને બીલાડીને ઘરના એક છેડાથી બીજા છેડાસુધી આમ તેમ દોડાવવા લાગ્યો. જ્યારે આખરે કાયર થઇ ત્યારે બીલાડી ત્યાંથી નાસી ગઇ. પણ ચંદુ જ્યારે એકલો પડ્યો ત્યારે આખરે ઘણી મહેનતથી તેની માએ તેને સુવાડ્યો. તેણે આટલીબધી મસ્તી કીધેલી તેથી તેને ભર ઊંઘ આવી ગઈ, અને હમણાં તે ઊંઘમાંથી ઉઠ્યો તેવો સ્ત્રીઓ જમવા બેઠી હતી ત્યાં લાકડી હલાવતો હલાવતો આવ્યો, અને કુદકો મારીને પો-

તાની પ્રમદાકાકીના ખોળામાં દોરમાં બેઠો—જાણે કે તે રાજદંડ લઈને રાજ્યાસન પરજ બેઠો હોયની. જમવાનાં ઉપર તેણે નજર પણ કીધી નહિ. તેનાં કાકીએ તેને જમાડવા માંડ્યો પણ તે તો ઉઠી ગયો અને રસોઈની ધીમળને લીધે ત્યાં બે ત્રણ બીલાડીઓ એકઠી થઇ હતી તેની પછાડી લાકડી લઈને દોડ્યો. બીલાડીઓ આ લાકડીવાળા ચંદુની બીકથી છાંડેલું પણ કંઈ ખૅંચી જવા પામી નહિ.

જમી રહ્યા પછી બધાંને પાનસોપારી આપ્યાં અને સૌ પોતપોતાને ઘેર ગયાં. મહાનંદપંડ્યાનાં ધણીઆણીને ઘાડો સંબંધ હોવાથી તેઓ બધાંઓના ગયા પછી ઘણીવાર સુધી ત્યાંજ બેઠાં. કાશીબાએ મહાનંદપંડ્યાની બધી વહુઓનાં, તેમાં પણ વિશેષે કરીને પ્રમદાના, માથા ઉપર હાથ મુકીને આશીર્વાદ દીધો. તેણે ચંદુને પોતાના ખોળામાં બેસાડ્યો અને હેતથી બોકીઓ કરીને ગોળ પાપડી તથા લાડવો વિગેરે ખાવાનું આપ્યું. વસંતબા પાછું બધું ટોળું લઈને ઘેર જવાને નીકળ્યાં. ચંદુને પાછો પ્રમદાકાકીએ કેડે લઈ લીધો અને તે ગોળપાપડી અને લાડવો ખાતો ખાતો અને ખુશ થતો થતો બધાં સાથે ઘેર ગયો.

---

## પ્રકરણ ૪ થું.

જેઠ મહિનાની આખરે પ્રબોધચંદ્ર પાછો મુંબઈ ગયો; અને તેજ દિવસે મહાનંદપંડ્યાને બીજે ગામથી આમંત્રણ આવ્યું હતું તેથી તે ત્યાં ગયા. હરિશંકરને પણ તેના શેઠની જાગીરની વ્યવસ્થા કરવાને તેના શેઠે બહાર ગામ મોકલ્યો હતો.

આખા દહાડાનું કામ પુરૂં થયું. રાત પડી અને સુવાનો વખત થયો. પ્રમદા પોતાની જેઠાણી વસુદાગવરીના ઓરડામાં સુવાની હતી. પ્રમદાને અને તેની નણંદ મંગળાને ઘણાં બેહેનપણાં હતાં; અને મંગળાને પ્રમદાવિના ઘડી ચાલતુંજ નહિ તેથી તેપણ પ્રમદાની સાથે વસુદાગવરીનીજ ઓરડીમાં સુવાની હતી. આખા કુટુંબની બધી સ્ત્રીઓમાંની થોડી એક ઓરડીમાં અને બાકીની બીજી ઓરડીમાં સુવાની હતી, એમ વાંચનારાઓને માલમ પડશે. એક ઓરડીમાં વસંતબા, કમળાગવરી, વેણીગવરી અને તુળજાગવરી; અને બીજી ઓર-

ડીમાં વસુદાગવરી, પ્રમદા, અને મંગળાગવરી એ પ્રમાણે સુવાનાં હતાં. વસંતબાએ મંગળાને પોતાની પાસે સુવાડવાને "મંગળા આમ આવ, મંગળા આમ આવ," એમ ઘણી બૂમ પાડી, ત્યારે મંગળાએ "કેમ બા? કેમ બા?" જવાબ આપ્યો; પણ તે ગઈ નહિ. આખરે વસંતબા મંગળાના ઉપર ઘણાં ગુસ્સે થઈ ગયાં, ત્યારે વસુદાગવરીની શીખવણીથી મંગળા ઉઠી અને બારણા આગળ જઈને બોલી "કેમ બા? શું હું વગડામાં છું કે? કોઈ પારકાને ત્યાં સુતી છું? તારે છે શું? તું આટલા બધા બરાડા શું કરવા પાડે છે?" વસંતબાના મનમાં એમ આવ્યું કે આ કંઈ મંગળા પોતાની મેળે બોલતી નથી, પણ એ તો પ્રમદાએ શિખવ્યું તે પ્રમાણે તે બોલે છે. આ ધુનમાંને ધુનમાં તેણે તો પ્રમદા ઉપર કડવાં અને મરડાટ ભરેલાં વચનોનો વરસાદ વરસાવ્યો. વસુદાગવરી જરા ગરમ મીજાજનાં હતાં. સાસુજીનું બોલવું તેનાથી કંઇ વધારે વાર સાંભળી શકાયું નહિ. તેના મનમાં તો ઓરડીમાંથી ક્યારે બહાર નીકળીને સાસુજીને બે બોલ કહું એટલું હતું. પ્રમદા વારંવાર તેનું મોઢું બંધ કરે, તેના હાથ પકડીને તે ઓરડીનાં બારણાં આગળ જાય કે પાછી અંદર ઘાલે, અને કહેતી જાય "જેઠાણી હું તમને પગે લાગીને વિનંતી કરૂં છું કે તમે સામો જવાબ નહિ આપો, મુગાં બેસો, થાકશે ત્યારે પાકશે, તે બડબડ્યા કરશે પણ કોઈ સાંભળશે નહિ ત્યારે થાકીને એની મેળે મુગાં રહેશે." વસુદાગવરીએ કેટલોક વખત સુધી તો મનમાંને મનમાં બબડ્યા કર્યું; પણ આખરે જ્યારે તે વધારે સાંભળી શકી નહિ ત્યારે તે પ્રમદાના હાથમાંથી છટકી ગઈ, અને બહાર જઈને સાસુ સાંભળે તેમ બોલી "ઘણીએ સાસુ દીઠી હશે, પણ તારા જેવી સાસુ તો મેં કોઈ દીઠી નથી. તું પ્રમદાને આવી નીચ ગાળો દે છે! શા માટે? તેણે તારૂં શું બગાડ્યું? તે કંઈ બોલી નથી; મંગળાને શીખવ્યું તો મેં; નકામી તેને શું કરવા ગાળો ભાંડે છે?"

**વસંતબા**—જ્યારે નીચની છોકરીઓ મને પજવશે ત્યારે હું શું તેને ધમકાવીશ નહિ?

**વસુદાગવરી**—તમારી ચાલચલગત ઉપરથી સાફ માલમ પડે છે કે તમે કેવાં કુટુંબનાં છો. કમળો થયો હોય તે બધું પીળુંજ જુવે, અને જાતે જે નીચ હોય તેનાં મનથી બધાંજ નીચ.

**વસંતબા**—અરે! નીચ કુટુંબની છોકરી, મારી મરજીમાં આવશે

તેમ હું કહીશ. તારો બાપ કોણ? તું ત્રીજી વહુની અદેખાઈ કરે છે. મારા હરિશંકરને તું આવવા દે, પછી જો તારી શી ફજેતી થાય છે.

**વસુદાગવરી**—તું મને કોણ શીખવનારી? તું મને મારી નાખે તો હું એમ સમજીશ કે તારા જેવી સાસુથી મારો છુટકો થયો.

પ્રમદાને લાગ્યું કે લડાઈ વધતી જાય છે, તેથી તેણે પોતાની જેઠાણી વસુદાગવરીને ખેંચીને ઓરડીમાં પાછી ઘાલી અને બારણું બંધ કરી દીધું, અને સાસુજીને એકલાં બબડતાં બેસવા દીધાં. ભાગજોગે જટાશંકર હમણાજ ઘેર આવ્યો. તે સ્વભાવે ઉદ્ધત હતો અનેતેમાં વળી તેણે આજ સહેજસાજ નીશો પણ કીધો હતો, તેથી તે આ પ્રસંગે અવિચારી હતો. તેની માએ તો તે આવ્યો એટલે તેના આગળ ઉપજા કજીઆને દસ ગણું રૂપ આપીને વસુદાવહુના વાંક ગણાવવા માંડ્યા. જેમ જેમ તે સાંભળતો ગયો તેમ તેમ તેનો ગુસ્સો વધતો ગયો; તે બોલ્યો "શું! તે છેક એવી નઠારી છે કે મારી માને નીચ કહે?" આટલું કહીને તે પોતાની ભાભી વસુદાગવરીના ઓરડા તરફ ધસ્યો અને બારણાં ઠોકી મુક્યાં. પ્રમદા પણ તે ઓરડામાં હતી તેને નહિ છુટકે બારણાં ઉઘાડવાં પડ્યાં; પણ તેણે બન્ને બાજુએ પોતાના હાથ આડા કરીને રસ્તો રોક્યો અને કહ્યું "દીયરજી જરા થંડા થઈને સાંભળો; ગુસ્સો જરા શાંત પાડો અને નીરાંતથી જરા ધ્યાન દો."

જટાશંકરે આ બોલવું ધ્યાનમાં નહિ લેતાં પ્રમદાને રસ્તો કરવાનું કહ્યું. વળી તે બોલ્યો "તું પણ શું તેના જેવી થઈ છે? ખસ ખસ, તે નીચની છોકરી જેણે મારી માને અપમાન કરવાની હિમ્મત ધરી તેને મને જોવા દે!" વસુદાગવરી કંઈ જટાશંકરના રોપથી અંજાઈ જાય એવી નહોતી. તેણે જવાબ દીધો કે "તારા જેવા નઠારા છોકરા મરે તો સારૂં. ગઈ કાલ સુધી તો તું તારી માને ધાવતો હતો, અને આજ તું મારા ઉપર હુકમ બજાવવા આવેછે? મને શું કરવા તું નીચની છોકરી કહેછે? ખબરદાર જો જીભ લાંબી કરી તો!

**જટાશંકર**—એકવાર નહિ પણ દસવાર કહીશ. આ ખાસડાંવતી તારૂં માથું હલકું કરીશ.

**વસુદાગવરી**—ચાલ! ચાલ! મેં બહુ ખાસડાં જોઇ નાંખ્યાંછે; સમજીને બોલજે. વધતું ઓછું બોલ્યો તો તેં તારી વાત જાણી.

જટાશંકરે પ્રમદાને ખસેડી નાખી અને વસુદા ઉપર ધસ્યો. તે તરતજ ઉઠીને તેની સામા આવીને ઉભી અને બોલી કે તું મારનાર કોણ?

પ્રમદાને પણ માથામાં એક સપાટો લાગ્યો; તેની દરકાર રાખ્યા વગર તે અગાડી દોડી, જટાશંકરના હાથ પકડ્યા અને "દીયરજી જરા શાંત થાઓ, થંડા પડો," એમ કહીને તેને ઓરડામાંથી બહાર કાઢ્યો.

પ્રમદા પોતાને પિયેર લાડકી હતી અને સાસરામાં તેના સસરાનો ઘણો પ્યાર હતો. તેના દીયરો પણ તેને ચાહતા અને માન આપતા હતા. આજે જટાશંકરને ગુસ્સાએ ગાંડો કરી દીધો હતો. પ્રમદાને તેના દીયરની વર્તણુક અને બોલથી ઘણીજ ઝાળ લાગી. પ્રમદાએ તેને થંડો પાડ્યો એ ખરી વાત; પણ પોતાનું રડવું તેનાથી સમાવાયું નહિ, જમણે હાથે જટાશંકરને પકડીને ડાબે હાથે પોતાને લુગડે પોતાનાં આંસુ લુછી નાખ્યાં.

**જટાશંકર**—પ્રમદા ભાભી, તમને માઠું લાગ્યું? મેં ગુસ્સામાં કહ્યું હોય તે માટે ક્ષમા કરો.

**પ્રમદા**—મારે શો વિચાર બાંધવાનો? તમે કુટુંબમાં આ પ્રમાણેજ વરતશો?

**જટાશંકર**—ભાભી, મારી મા ગેરવાજબી રીતે બોલી તેની સામા પેલીએ આમ જવાબ આપવો વાજબી હતો?

**પ્રમદા**—હું નથી કહેતી કે તેણે વાજબી કર્યું; પણ તમે ભાભીના સ્વભાવથી વાકેફ છો અને તમારે જરા ઊંડો વિચાર કરવાનો હતો.

આમ વાત ચાલતી હતી એટલામાં જટાશંકરને તેની માએ બુમ પાડી. વસુદાગવરીના ઓરડામાંથી તે નીચે ગયો. મંગળા તે ઓરડામાં રહી અને પ્રમદાએ બારણાં દઈ દીધાં.

---

## પ્રકરણ ૫ મું.

શ્રાવણ વદ અડધો પુરો થવા આવ્યો હતો. રાતના અગીઆર વાગ્યા હતા. સાંજના વરસાદનું એક ઝાપટું આવી ગયું હતું; વીજલી અને ગર્જના થઇ રહી હતી; અને વરસાદ વરસતો હતો. મુંબઈ જેવાં મોટાં શેહેરમાં મધરાતના એક વાગ્યા સુધી

હમેશ આડે દહાડે લોકોનાં ટોળાં આવજાવ કરેછે તે રસ્તામાં આજ ચલીઉં પણ દેખાતું નહોતું કોઈ કોઇ જગ્યાએ કોઈ રડચો ખડચો આદમી ધુટણ ઉપર ધોતીઉં ચઢાવતો, એક હાથમાં જોડા લીધેલા બીજે હાથે છતરીમજબુત પકડતો પોતાને ઘેર જલદી જલદી જતો માલમ પડતો હતો. વળી કોઈ જગ્યાએ ઘડી બે ઘડી ભાકુતી રેંકડો બણબણાટ કરતો જતો માલમ પડતો હતો. ઘણીખરી દુકાનો બંધ થઈ ગઈ હતી; ભાગ્યે એકાદ બે ઉઘાડી હતી, પણ તે બંધ થવાની તઇઆરીમાંજ હતી. આવી એકાંત ભયંકર રાતે પ્રબોધચંદ્ર એકલો બહાર ગયો હતો. હમેશા કરતાં આજે એનો પોશાક તદન જુદોજ માલમ પડતો હતો. તેણે મેલાં જેવાં તેવાં સાધારણ લુગડાં જેમ તેમ પહેર્યાં હતાં.—તેણે વરસાદનો ડગલો પેહેર્યો નહોતો, તેના વાળ વિખરાઇ ગયલા હતા, તથા તેની આંખ ઉપરથી માલમ પડતું હતું કે તે ઘણી ફિકરમાં હતો અને ઘણો ઉજાગરો કરેલો હોવો જોઇએ. પોતાના ડાબા હાથમાં એક ભાંગેલી છત્રી હતી, અને જમણા હાથમાં દવાને સારૂ સીસી હતી. આવો કઢંગો પોશાગ પહેરીને આટલો મોડો અંધારી રાતે મુંબઇના મોહેલાઓમાં બહાર કેમ નીકળેલો હતો? આજે તેને ઘેર મોટી વીટમણા હતી. તેના પિતા આષાડમાં જજમાનને ત્યાં બ્રાહ્મણ ભોજનને સારૂ બહાર ગામ ગયા હતા, ત્યાંથી આવ્યા ત્યારની તેની તબીયત બગડી હતી. બીમારી વધતી ગઇ અને તેમાં તાવ તથા મરડો થયો, સાધારણ ડાક્તરોથી રોગ મટવાની આશા હતી ત્યાં સુધી સુરતમાંજ તે રહ્યા પણ જ્યારે મંદવાડ લંબાતો ગયો અને બીજા બીજા રોગ પણ અંદરથી થતા માલમ પડ્યા ત્યારે મુંબઈ જઈને ત્યાંના ડાક્તરોની દવા કરવાનું નક્કી થયું તે ઉપરથી તેને અત્રે લાવવામાં આવ્યા હતા. ઘરધણીઆણીને ગાયઢોરની, વાછરડાની, અને વહુવારૂઓની સંભાળ લેવાની હતી. વળી દેવસેવા મુકીને જવાય એવું નહોતું માટે તે સુરતમાંજ રહી હતી. હરિશંકરને ઘરની સંભાળ લેવાની હતી તથા પોતાના વહીવટદારના કામની દેખરેખ રાખવાની હતી તેથી તે ત્યાંજ રહ્યો હતો. મહાનંદપંડ્યાની સાથે પ્રમદા, મંગળા અને જટાશંકર એ ત્રણ જણાં મુંબઈ આવ્યાં હતાં. પંડ્યાજી આવવાના હતા તે જાણીને પ્રબોધચંદ્રે ભૂલેશ્વરના લત્તામાં એક ઘર ભાડે રાખ્યું હતું અને એક હુશીઆર ડાક્તરની દવા કરતા હતા. તે દહાડે રાતના પંડ્યાજીનો જીવ ઘભરાઈ આવ્યો અને તબીઅત વધારે બગડી આવી તેથી પ્રબોધચંદ્ર ઘણી ફીકરમાં

પડચો હતો; અને આટલી મોડી રાતે દાક્તરને ઘેર જવાને નીકળ્યો હતો. પંડયાજી માંદગીને લીધે આંખ મીંચીને બીછાના ઉપર સુતા હતા; તેના માયાળુ અને ખુશનુમા ચેહેરા ઉપરથી તેજ ઉડી ગયું હતું. શરીરમાં ફક્ત હાડકાં રહ્યાં હતાં; તેની આંખો બેસી ગઇ હતી; ડોળા મોહોટા દેખાતા હતા, અવાજ બદલાઇને બેસી ગયો હતો, હાથપગમાંથી લોહી ઉડી ગયું હતું, અને ધોળા પુણી જેવા થઈ ગયા હતા; અને કરચલી વળી ગઈ હતી; તેનામાં ઉઠીને બેઠા થવાની શક્તિ રહી નહોતી પણ કોઈની મદદ લઇને પાસું બદલી શકતા હતા. તેની એક બાજુએ પ્રમદા અને બીજી બાજુએ જટાશંકર ઉભો હતો. પોતાના સસરાનું આ દુઃખ જોઇને પ્રમદાની આંખમાં આંસુ આવ્યા વગર રહ્યાં નહિ; ડાબે હાથે પોતાના આંસુ લુછી નાંખ્યાં અને જમણે હાથે ધીરે ધીરે પોતાના સસરાને પંખો નાખતી બેઠી હતી. જટાશંકર તેના પિતાની આંખ તથા કપાળ ઉપર જરૂર પડતી ત્યારે બરફ અથવા પાણી ફેરવતો અને દવાના પોતાં મુકતો. પડચાજીના જેવા સહન કરનાર ને શાંત દરદી કોઈએ જોયા નહિ હશે. બીજા કોઇને આટલું દુઃખ ભોગવવું પડચું હોય તો તે ગાંડો થઈ ગયા વગર રહે નહિ પણ આમણે તો અત્યંત ગંભીરાઇથી દુઃખ સહન કર્યાંજ કીધું. કોઈ કોઈ વખત સવારના સ્વપ્નામાંથી ચમકી ઉઠચા હોય એમ એકદમ ભાન આવતું અને ચમકી ઉઠતા. જ્યારે તેને ભાન આવતું ત્યારે તે પ્રમદાની તરફ જોતા. પ્રમદાએ હવે પોતાના સસરાની લાજ મુકી દીધી હતી. મુંબઈ આવ્યા પછી તે વહુવારૂ તરીકે નહોતી પણ દીકરી કરતાં પણ વધારે હતી. પંડચાજી અગરજો પ્રમદાની સસરા થતા હતા, છતાં ગુંચવાતા નહોતા. તેમજ તેની પણ ગુંચવણ જતી રહી હતી.

ટુંકાણમાં સસરાજી તથા વહુની વચ્ચેની હમેશાની મર્યાદા મુકી દેવામાં આવી હતી—તે તેના કપડાં ઠીકઠાક કરતી, ખાવાની તજવીજ રાખતી, એક બાજુએ સુઈ રહેવાથી તે કાયર થતા, ત્યારે તેનું પાસું ફેરવતી, પંખો નાંખતી, અને હાથ પગ દાબતી—ટુંકાણમાં તે તેની અનેક પ્રકારે ચાકરી કરતી હતી. પ્રબોધચંદ્ર, જટાશંકર અને મંગળા પણ તેના પિતાની હાજરીમાં રહેતાં ખરાં; પણ પ્રમદા ત્યાં આગળ હોય ત્યારે પંડચાજી પોતાનું ઘણું દુઃખ ભૂલી જતા હતા; જ્યારે તેને ભાન આવતું ત્યારે તે વારે ઘડીએ "મા, મા" કરતા અને તે પણ તેથી તેઓરડો બીલકુલ છોડતી નહોતી. જ્યારે રાંધવામાં રોકાતી ત્યારે પ્રબોધ અને બીજાઓ તેની જગ્યાએ બીછાનાની પાસે બે-

સતા; પણ રાંધતાં રાંધતાં પણ પ્રમદા વખત બે વખત પોતાના સસરાની ખબર લેવાને આવ્યા કરતી હતી. પ્રમદાનો પણ ચહેરો રાતના ઉજાગરાથી, ફીકરથી અને શ્રમથી ઘણો બદલાઈ ગયો હતો; ત્રણ અઠવાડીઆં થયાં તેણે માથામાં ધુપેલ પણ ઘાલ્યું નહોતું. બે ત્રણ દહાડા થયા તો તેને નહાવાની પણ ફુરસદ મળી નહોતી તો ખાવાની તો વાતજ શાની; કાચું કોરૂં ખાઇને કામ ચલાવતી. તેનાં કપડાં મેલાં થઈ ગયાં હતાં, તેનો ચહેરો ફીકો પડી ગયો હતો. તેનો કોમળ અને સ્વચ્છ ચહેરો દિલગીરી અને ચિંતાને લીધે મીઠો તેમજ વિચારયુક્ત માલમ પડતો હતો; તેની ખુબસુરતી બમણી વિલક્ષણ લાગતી હતી. બીજાઓની સેવા ચાકરીમાં ચહેરો કાળો તથા ઝાંખો પડેછે તે કાળો ચહેરો સોનાના ઘરેણાં પહેરેલાં કરતાં પણ વધારે ખુબસુરત જણાય છે તેનો પ્રમદા સાક્ષાત દાખલો આપતી હતી. પંડ્યાજી જાગ્યા અને "મા મા" કરવા લાગ્યા. "મા" એ આમન્યાથી જવાબ આપ્યો. પંડ્યાજી જેને મા કહેતા હતા તેણે તેમને પકડીને ઉઠાડવાનો યત્ન કર્યો અને તેણે મદદ આપીને પાસું ફેરવાવ્યું. એ કોનું છોકરૂં અને કોણ એની જનેતા; પંડ્યાજી સુતા સુતા પ્રમદાનો હાથ પકડીને બોલ્યા "ગયે જન્મારે શું તું મારી મા હશે?" આ સાંભળીને પ્રમદાને રડવું આવ્યું.

**પંડ્યાજી**—તું તો મારા ઘરની દેવી છે; જેણે ઘણાં પુન્ય કીધાં હોય તેને તારા જેવી વહુ મળે.

**પ્રમદા**—સસરાજી, બોલો નહિ તો ઠીક, બોલ્યાથી તમારૂં દરદ વધશે.

**પંડ્યાજી**—હવે મારે ઝાઝા દહાડા કાઢવાના રહ્યા નથી; મને હમણાં ભાન આવ્યું છે તો શું મારે તને બે બોલ કહેવા નહિ જોઈએ?

**પ્રમદા** (પોતાના આંસુ લુછીને)—સસરાજી તમને પંખો નાખું?

**પંડ્યાજી**—ના, મા, તેં મને ઘણી વાર પંખો નાખ્યો, હવે જરા થાક ખા; અને હું બોલુંછું ત્યાં સુધી મારી પાસે બેસ. તારાં પગલાંથી મારો પ્રબોધ ભાગ્યશાલી થયો છે. મારો તને આશીર્વાદ છે કે તું હમેશા સુખી થજે. જટાશંકર ક્યાં છે?

**જટાશંકર**—બાપાજી આ રહ્યો.

**પંડ્યાજી**—ભાઈ આમ આવ. (એમ કહીને ડાબો હાથ જટાશંકરના ગળા ઉપર મુકીને) તારાં પ્રમદાભાભીની કોઈ દહાડે પણ આમન્યા લોપતો નહિ, એતો આપણાં કુટુંબમાં સાક્ષાત લક્ષ્મી છે.

**જટાશંકર**—બાપાજી, એના ગુણને માટે દરેકજણે એની પુજા કરવી ઘટેછે. હું એને હમેશાં મારી બ્હેન ગણીશ.

**પંડ્યાજી**—મા, લક્ષ્મી, મારા ઘરનો સઘળો આધાર તારા પર છે. બેટા જોકે તું ઉમ્મરમાં બાલક છે તો પણ તારી બુદ્ધિ શુદ્ધિ પુખ્ત ઉમ્મરે પંહોચેલાને હઠાવે એવી છે. તું જેમ મોટી થતી જાયછે તેમ તારી સમજશક્તિ સાફ અને પ્રમાણિક થતી જાયછે. હું આપણું કુટુંબ તને સોંપુંછું. તું આપણું કુટુંબ ચલાવજે. તારી સાસુ ઘણી કઠોર છે; અને તારે તેની તરફનું ઘણું ખમવું પડ્યું છે. તું સાત્વિક થઈ સહન કર્યા કર અને પરમેશ્વર તને તેનો બદલો આપશે.

માબાપ પોતાનાં છોકરાંને "મા" કહીને બોલાવે એ સાંભળવું કેવું મધુર લાગેછે ! દરેક માણસને એમ લાગ્યા વગર નહિ રહે કે હું પ્રમદા હોત અને પંડ્યાજી મોતના બીછાના ઉપર સુતેલા હોત તે વખત તેનાં મોંમાંથી મધુર અને પવિત્ર "મા" શબ્દ સાંભળું તો કેવું સારૂં ! ઘણીએ વહુવારૂ હોયછે પણ આ ખુશી મેળવવાને પ્રમદાના જેવા થવાની જરૂર છે. મુશકેલી તો ત્યાં રહેલી છે. માબાપ જ્યારે બીમાર હોય અને દુઃખી હોય તે વખતે તેની સેવા કરવાથી જે સુખ મળે છે તે તો સદ્‌ગુણી સ્ત્રીઓનેજ જાણીતું છે. એ ગમે તેમ હોય પણ મા અને છોકરાંની વચ્ચે આ પ્રમાણે વાદવિવાદ થતો હતો. આ વાત ચાલતી હતી એટલામાં પ્રબોધચંદ્ર દાક્તરને તેડીને ઘેર આવ્યો. પ્રમદાએ અડધી પડધી લાજ કાઢી હતી તે બાજુએ થઇ ગઈ. અંદરના ઓરડામાં દાક્તર સાહેબ પંડ્યાજીને તપાસ્યા પછી બહારના ઓરડામાં જઈને પ્રબોધચંદ્રને દવા આપવાની સલાહ આપીને ઘેર ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

ભાદરવા મહિનાનો તાપનો ખરા બપોરનો એક દહાડો હતો. આવા સખ્ત તાપમાં પ્રબોધચંદ્ર ઘેર આવ્યો, તે નાહ્યો કે જમ્યો નહોતો. માબાપનાં મરણ પછી માણસના ચ્હેરા ઉપર જે દલગિરી આવેછે તે

તો પ્રબોધના ચ્હેરા ઉપર પોતાના પિતાની હૈયાતીમાં દેખાતી હતી. આજ તો વિશેષ કરીને પ્રબોધનો ચ્હેરો શોકથી ફીકો થઇ ગયો હતો. તે તદન નાઉમેદ થઈ ગયેલો દેખાતો હતો. આડે દહાડે તો ઝડપથી આમ તેમ ફરતો હતો, પણ આજે તો ઘરમાં આવવાને તેનો પગજ નહિ ઉપડતો હોય એમ લાગતું હતું. પ્રમદા પણ તેનાં મનની આ પ્રસંગની ફિકર સમજી શકી નહિ. તે ઘરમાં આવ્યો કે પ્રમદા બરફનાં થંડા પાણીનું પ્યાલું લઇને તેની સામાં આવીને ઉભી રહી અને તેને પીવાને કાલાવાલા કર્યા.

**પ્રબોધ**—જરાક ઉભી રહે, હું હમણા પીઉં છું.

**પ્રમદા**—તડકાથી તમારો ચ્હેરો તદન કાળો થઈ ગયો છે. જરા થંડું પાણી પ્યાલો પીઓ કે, તમારો થાક ઉતરે અને થંડક થાય.

**પ્રબોધ** (નીસાસો મુકીને)—હમણા તો પાણીને માટે હું વિચાર કેમ કરી શકું ! પ્રમદા, મારા પિતા સાજા થવાની મને આશા નથી. (આટલું કહીને તે રડી પડ્યો.)

પ્રમદાની આંખમાંથી પણ આંસુનો વરસાદ વરસવા લાગ્યો. ડુસકાં સાંભળતાં તેજ, બાકી બન્ને જણા થોડી વાર મુગાં રહ્યાં. પ્રમદાએ પોતાની આંખ લુછી નાખી પુછ્યું "દાક્તરો શું કહે છે ?"

**પ્રબોધ**—તે શું કહે ? તાવ વધતો જાય છે. હવે થોડા દહાડા વધારે ભાગ્યે કાઢે.

**પ્રમદા**—હવે ત્યારે વધારે વાર રાહ જોવાનો વખત નથી, પણ સુરત તેડી જવા જોઈએ. વળી સસરાજીની પણ એવીજ મરજી છે.

**પ્રબોધ**—હા મેં તેમજ નક્કી કર્યું છે. પણ એક આપદા નડે છે.

**પ્રમદા**—શું આપદા છે ?

**પ્રબોધ**—મુસાફરીમાં વધારે ખરચ થશે. વળી આ ઘરનું ભાડું, બજારમાં જેનું માગતું હોય તે, તથા દુધવાળાનો હિસાબ જતા પહેલાં ચુકવવો જોઈએ, અને મારી પાસે કંઈ નાણું રહ્યું નથી.

**પ્રમદા**—આમાં તે આટલા બધા ફિકરમાં શું કરવા પડ્યા છો ? મારી પાસે ઘરેણાં છે તે આ વખતે ખપ નહિ લાગે ત્યારે કઈ વખતે ખપનાં ? મારાં થોડાં ઘરેણાં લઈ જાઓ, અને વેચી આવો. તેના પૈસામાંથી સઘળું દેવું પતાવો; એટલે સસરાજીને ઘેર તેડી જઈએ, હવે રાહ જોવામાં માલ નથી.

**પ્રબોધ**—તારાં ઘરેણાંમાંનું હવે એક પણ વધારે ઘરેણું વેચવાની મારી મરજી થતી નથી. અદ્યાપી સુધીમાં મેં વેચ્યાં છે તેનેજ માટે મારૂં મન ઘણું કચવાયું છે. ગમે ત્યાંથી બસો રૂપીઆ ઉછીના લાવીશ.

**પ્રમદા**—આમ ઓલીઆની માફક શું કરવા બોલો છો. આ બધું દેવું પતાવવાને તમે પૈસા ઉછીના લાવવાનું કહો છો, તો અગાડી ઘર કેમ ચાલશે. પછી તો જરૂર પડે ત્યારે પૈસા વ્યાજે લાવ્યા શિવાય છુટકોજ નથી, અને તે પણ વળી તાબડતોબ જોઇએ ત્યારે તરત મળે એની શું ખાત્રી! હવે આપણે એક પણ દહાડો રાહ જોવી નહિ જોઇએ. મારાં ઘરેણાંને માટે શું કરવા મન દુખાવો છો? તમે જીવતા છો એટલે મને પુષ્કળ ઘરેણાં મળશે, અને કદાચ ઇશ્વર આપણને કંગાલ કરે તો હું દિલગીર થઇશ એમ તમારા મનમાં વિચાર લાવતા નહિ. મારાં કપાળપર કંકુનો ચાંલો છે એટલે બસ છે. હું તો કાચની બંગડીઓ પહેરીશ અને આપણે ઝૂંપડાંમાં રહીશું.

**પ્રબોધ**—પ્રમદા, તારાં બધાં ઘરેણાં જતાં રહેશે તોપણ મારાથી બાપાજીને જીવાડી શકાવાના નથી.

**પ્રમદા**—અરે તે કોના હાથમાં છે? મને એવા બીજા સસરા મળવાના નથી; હજી મારી પાસેથી છેક ખુટી ગયું નથી. શું આપણાથી બને તેટલા ઉપાય કરવા નહિ જોઇએ? પછી તો પરમેશ્વરની ઇચ્છા.

આમ બોલતાં બોલતાં તેનું હૈયું ભરાઈ આવ્યું અને આંસુ વહેવા લાગ્યાં, આખરે પોતાની પેટી ઉઘાડીને તેમાંથી કેટલાંએક ઘરેણાં બહાર કાઢયાં. પ્રબોધે તે રૂમાલમાં બાંધ્યાં અને બહાર ગયો.

પંડયાજી જાગ્યા અને "મા, મા" કહીને બોલાવવા લાગ્યા. પોતાનાં બચ્ચાંને દુઃખી અવાજે "મા, મા" કરતું બુમ પાડતું સાંભળે ત્યારે તે મા શું નીરાંતે બેસી શકે?

પંડયાજીની આ કરી લીધેલી મા તો નીરાંતે બેસી શકે નહિ, જલદી જલદી તેણે ઘરેણાંની પેટી ઉંચી મુકી, અને પોતાના સસરા પાસે દોડી. સસરાજીએ પુછ્યું "પ્રબોધ બહાર પાછો ગયો છે?"

**પ્રમદા**—આપણે સુરત જવાની તૈયારી કરવા સારૂ બહાર ગયા છે.

**પંડયાજી**—દાક્તરો હવે શું સલાહ આપે છે? (આ સવાલ સાંભળીને પ્રમદા પંચાતીમાં પડી કે શું જવાબ આપવો? તે મુગી રહી પણ સસરાજી વગર બોલે સમજી ગયા.)

**પંડ્યાજી**—મા, તું મને કહેતાં કેમ અચકાયછે? મેં તને કેદહાડાનું કહ્યું છે કે મારા દહાડા આવી થાક્યા. આમ તારે દલગીર થવાનું નથી. મારૂં મનપસંદ મોત છે.

**પ્રમદા**—સસરાજી ત્યારે અમારૂં શું થશે? અમારી સંભાળ કોણ લેશે? અરે ઈશ્વર! મારા અંતઃકરણમાં તો ઘણી દલગીરી રહી જશે.

પ્રમદા આગળ કંઈ બોલવા જતી હતી, પણ એટલામાં તેને એટલી બધી દલગીરી આવી કે તેને તે અટકાવી શકી નહિ અને અગાડી તેનાથી બોલાયું નહિ. તે બીચારી પોતાના આંસુ લુછી શકી

**પંડ્યાજી**—બોલ, બોલ.

**પ્રમદા**—સસરાજી, મારાં મનમાં એટલુંજ દુઃખ લાગેછે કે તમે દરદના અને દુઃખના દહાડા જોયા, અને સુખના દહાડા જોવાના નહિ. હમેંતો જીવીશું અને તમારાં પુન્યથી સુખી થઈશું પણ તમારા જેવા સસરા મને કદી મળવાના નથી. (આટલું બોલતામાં તો તેનું હૈયું ભરાઈ આવ્યું, આંસુ ગળે ઉતર્યાં, અને કંઈ બોલી શકી નહિ.)

**પંડ્યાજી**—મને ઘણું સુખ એ લાગે છે કે હું તમને બધાને મુકીને મરી જાઉછું. મા! તું તો ખરેખર સદ્ગુણી છે. આમ આવ, તારો હાથ મારે માથે મુક; અને ઠાકોરજીનું નામ દે કે હું બીજી દુનીયામાં સુખી થાઉં. આમ બોલતાં બોલતાં પંડ્યાજીએ પ્રમદાનો જમણો હાથ પોતાના માથા ઉપર મુક્યો. અને આંખ મીંચીને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા.

## પ્રકરણ ૭ મું.

મુંબઈમાં માંગતું કરતું પતાવીને બધું નક્કી કીધા પછી રાતના મેલટ્રેનમાં નીકળ્યા તે મળસકામાં સુરત આવી પહોંચ્યા. બે દહાડા થયા પંડ્યાજીની તબીઅત ઘણી બગડી હતી અને બીમારી વધી હતી તેમાં વળી આગગાડીમાં તે બોલતા બંધ થઈ ગયા હતા, અને સુરતના સ્ટેશનપર આવી પહોંચ્યા ત્યારે તો તદન બેભાન થઈ ગયા હતા. પ્રબોધચંદ્રે પોતાના એક દોસ્તદારને મુંબઈથી તાર કીધો હતો, તેણે સ્ટેશનપર મીયાનો તૈયાર રાખ્યો હતો તેમાં તેણે પોતાના પિતાજીને સુવાડ્યા અને તેને જટાશંકર સાથે ઘેર રવાના કરી દીધા. પ્રબોધ, પ્રમદા અને મંગળા ધીરે ધીરે પાછળથી ચાલતાં ઘેર ગયાં.

પ્રબોધચંદ્ર ઘેર પહોંચ્યો ત્યારે તેણે પંડયાજીને આગલા ઓટલાપર એક તળાઇ પાંથરી હતી તેનાપર સુતેલા દીઠા. પંડયાજીને ઘેર લાવ્યા કે ઘરમાં લોકો એકઠા થઈ ગયા. કમળાગવરી છુટે અંબોડે વાળ તાણતી પોતાના બાપના દીલપર પડી હતી, "બાપા બોલોની, એકવાર તો બોલો" એમ બોલતાં બોલતાં તે ગાંડા આદમીની માફક રડવા લાગી.

તેની મા "મને શું થયું છે?" એમ બુમ પાડીને માથું કુટવા લાગી. વહુવારૂઓ લાજ કાઢીને આસપાસ રડતી રડતી ઉભી રહી. આડોસી પડોસીઓ ઉભા હતા તેમને પણ આંસુ વહ્યાં.

પંડયાજીના વૃદ્ધ પીતરાઇઓએ આવીને બઇરાંઓ રડતાં હતાં તેને ઠપકો આપ્યો, તે લોકોને શાંત થવાનું કહ્યું, અને તેની નાડી તપાસી. પ્રબોધચંદ્ર અને પ્રમદા પછાડી ચાલતાં હતાં તે આવી પહોંચ્યાં; તે બન્નેને જોઇને વસંતબાની દલગીરીમાં વધારો થયો ને બુમ પાડી ઉઠી "તમે એને સારા કરવાને લઇ ગયા, અને પહેલાં હતા તેના કરતાં પણ તબીએત બગાડી લાવ્યા."

પછી તો બધી બાજુએ ઘણો ગડબડાટ થઈ રહ્યો. "મુંગા રહો, મુંગા રહો! તે જીવે છે તે વખતે રડીને અગાડીથીજ અપશુકન કરો છો?" એમ કેટલાક બધાને ધમકાવવા લાગ્યા.

આખરે દહાડો પુરો થયો અને સાંજ પડી. પડોસીઓ અંતઃકરણથી નીસાસો મુકીને પોત પોતાને ઘેર પાછા વળ્યા. કમળાગવરી અને તેની માએ ખુબ રડારોળ કરી મુકી અને એટલું કલ્પાંત કીધું કે તેઓનો ઘાટો બેસી ગયો. પ્રમદાને પાછું પોતાના સસરાની ચાકરી કરવાનું તથા ઓસડવેસડ કરવાનું કામ સોંપ્યું; પણ તે હવે વધારે શું સેવા કરી શકે? દવા તો તેને ગળે ઉતરતીજ નહોતી; આંખો ઉઘડતી નહોતીઃ મોતની ઊંઘ તલપીજ રહી હતી. મધરાતે શ્વાસ ચઢ્યો અને થોડી વારમાં દેહ મુકી. હરિશંકર આડોસી પાડોસીઓને ત્યાં જઇને તે લોકોને તેડી લાવ્યો અને તે લોકોની મદતથી મળસકુ થતાં શબને તરત અશ્વનીકુમાર સ્મશાન લઈ ગયા.

પ્યારી વાંચનારી બેહેનો, રડો નહિ, પણ જરા આ દેખાવ ઉપર નજર પહોંચાડો.

પંડયાજીનું શબ ઘરમાંથી લઈ જતા હતા તે વખતે સ્ત્રીઓએ ચીસેચીસ પાડી મુકી. કમળાગવરી અને મંગળાગવરી "અરે, બાપા, તમે ક્યાં જાઓછો?" એમ રડતાં રડતાં મોહોલ્લાના ચકલા

સુધી ગયાં. કેળનાં ઝાડને મુળમાંથી કાપી નાખ્યું હોય અને તે જેમ પૃથ્વી ઊપર પડે તેમ વસંતબા જમીન ઉપર પડયાં અને પોતાનું માથું કુટવા માંડયું. વહુવારૂઓ આમ તેમ વિખેરાઈ ગયાં.

પ્રમદાએ અત્યાર સુધી હૈયું કઠણ રાખ્યું હતું, પણ હવે વધારે વાર મનનું સમાધાન કરી શકી નહિ, અને બે હાથે મોઢું ઢાંકીને ઘણુંજ રડી.

ગવરીશંકર જે સૌથી નાનો છોકરો હતો તે તો "બાપા, બાપા!" કરતો એક ગાંડાની માફક આમ તેમ આળોટવા લાગ્યો. પ્રબોધ શાંત સ્વભાવનો હોવાથી આંખમાં આંસુ આવતાં તે તરત લુંછી નાખતો.

મહાનંદપંડયાના ઘરમાંથી દુઃખી રડારોળથી પડોસીઓની ઊંઘ ઉડી ગઈ હતી અને જરાવારમાં બધાં જાગી ઉઠયાં હતાં. મહાનંદપંડયાને બદલે બીજું કોઈ હોત તો આટલી મધરાતે તે લોકો ઉઠીને આવ્યાં નહોત, પણ તેને આડોસીપાડોસી અને બધા લોકો ઘણુંજ ચાહતા હતા તેથી જુવાન તેમજ વૃદ્ધ તરતજ દોડી આવ્યાં. નાનાં ધાવતાં છોકરાંવાળી મા પણ પોતાના બચ્ચાંને લઈને આવી.

આજે પંડયાજીના ઘરમાં માણસો એકઠાં થયાં હતાં અને એનાં મરણથી આજ સો ઉપરાંત આદમીઓ રડતાં હતાં. દલગીરીની વાત છે કે પંડયાજી એમાંનું કંઈ જોઈ શકતો નહતો. આખરે ગામની કેટલીએક પુખ્ત ઉમરની અને વૃદ્ધ સ્ત્રીઓ આ દુઃખી કુટુંબને દીલાસો આપવાને અને છાનાં રાખવાને આવ્યાં; કમળાગવરી એક જગ્યાએ બારણા આગળ રડતી બેઠી હતી. તેને એક પડોસણ અંદર લાવી. બીજીએ વસંતબાના ઉપર પાણી છાંટયું. બીજી વળી વહુવારૂઓને ચુપ રહો એવા શબ્દ કહેવા લાગી. કોઈ વળી પ્રમદાને દીલાસો આપવા બેઠી, બીજી કેટલીકોએ હરિશંકરના છોકરાંઓને પોતાની કેડે લઈને છાનાં રાખ્યાં. આજે આ કુટુંબના છ જણા મા વિનાનાં નિરાધાર બધાં રડતાં હતાં. વહુવારૂઓનું કલ્પાંત તો બંધ પડયું, પણ કમળા અને તેની માની રડારોળ બંધ પડી નહિ. પડોસીઓ ફરીથી એકવાર નીસાસો મુકીને દલગીરી બતાવીને પોતપોતાને ઘેર પાછા ગયાં.

કોઈ બેભાન થઈ ગયલો આદમી જેમ એકની એકજ જગ્યાએ

પડી રહે છે તેમ પ્રબોધચંદ્ર બધો વખત સુધી એકની એકજ જગ્યાએ બેઠો હતો. તે હવે ઉઠ્યો અને બહાર આવ્યો. વાંસ દોરડી આવી પોહોંચ્યાં. ડાઘુઓનો જમાવ ઘણો થયો. કેટલાક તો ઠેઠ અશ્વનીકુમાર સારૂ તૈયાર હતા, અને બીજાનો વિચાર થોડે જઈ પાછા ફરવાનો હતો. સવાર થઈ, સૂર્યોદય થયો; બધે અજવાળું અજવાળું થઈ રહ્યું પરંતુ પંડ્યાજીના ઘરમાં તો બધે શૂન્યકાર થઈ રહ્યું હતું.

## પ્રકરણ ૮ મું.

પંડ્યાજીની ક્રિયાઓ પુરી થયા પછી પ્રબોધચંદ્ર મુંબઈ પાછો આવ્યો, પણ હવે તો તેના મનમાં ફીકરનું વાદળ ઘેરાઇ રહ્યું હતું. આખાં કુટુંબનાં ગુજરાનનો તેના ઉપર આધાર રહ્યો. પરીક્ષાના દહાડા પાસે આવ્યા હતા. પોતાની સ્કોલાર્શીપમાંથી થોડા રૂપિયા તેણે બચાવ્યા હતા તે તેના ખર્ચને માટેજ બસ નહોતા. તેમ છતાં પણ એ પોતાના કુટુંબને મહિને વીસ પચીસ રૂપિયા નહિ મોકલી શકે તો તે લોકોનો નિર્વાહ ચાલી શકે એમ નહોતું. કેટલાક મહિના સુધી તો કોલેજમાં જવાનું જારી રાખવું એમ વિચાર કીધો. ખાનગી કુટુંબમાં થોડા વખત ભણાવવા રહેવાની જગ્યા મળે તો એને મદદ થઇ પડે એમ ખરૂં, પણ તેના મનમાં એમ કે તેમ થયેથી પોતાના અભ્યાસમાં હરકત પડે એ ઠીક નહિ. એમ અનેક વિચાર ઉત્પન્ન થાય, પણ કયો રસ્તો લેવો તેનો નિર્ણય કરવાને એ શક્તિવાન નહોતો. સુરતમાં પ્રમદાની પણ તેવીજ સ્થિતિ હતી; તેને પણ કાંઈ સુજ પડતી નહોતી. તેના સસરાના ગુજરી ગયા પછી ઘર અવ્યવસ્થામાં હતું. પંડ્યાજી જીવતા હતા ત્યાં સુધી તો વસંતબા તેની બીકને લીધે વહુવારૂઓને ઘણું દુઃખ આપી શક્યાં નહોતાં, પણ હવે તે બીક જતી રહી અને તે વધારે વધારે જુલમ કરવા લાગી. વસુદાગવરીની જીભ વધારે છુટી થઈ અને તે વધારે ઉદ્ધત થવા લાગી. હરિશંકર દહાડે દહાડે માથાનો ફરેલ થતો ગયો અને પોતાની માની સામું બોલવા લાગ્યો, અને તેનું અપમાન કરવા લાગ્યો. આખાં કુટુંબને ખાવાનું મળે છે કે ભુખે મરે છે, તે જાણવાની તેને કાળજી નહોતી, પણ પોતાનું નાણું પોતાના છોકરાને અને છોકરીઓને દુધ વગેરે પુરૂં પાડવામાં અને પોતાની બૈરી અને છોકરાંઓને કપડાં કરવામાં ખર્ચતો.

પંડ્યાજીના ગુજરી ગયા પછી જટાશંકર દરરોજ વધારે દાંડ થતો ગયો; અને નિશાળમાં ભરવાના પગારની તંગીને લીધે ગવરીશંકરને પોતાનો અભ્યાસ અધવચ્ચ મુકી દેવો પડ્યો. વસંતબા તો હમેશના કરતાં પણ વધારે ત્રીજી વહુ વેણીગવરીનું તાણવા લાગ્યાં, અને તેની તરફેણ કરીને બીજા દરેકની સાથે લડવા લાગ્યાં.

પ્રબોધચંદ્રે મુંબઈ પહોંચ્યા પછી એક મહિનાના ખર્ચને સારૂં રૂ. ૨૫ પચીસ તેની માને મોકલ્યા. આ વાત પ્રમદાએ જાણી કે તેની ફીકર વધી. તેને લાગ્યું કે મારવાડીને ત્યાંથી પ્રબોધે વ્યાજે રૂપિયા લીધા હશે. તેણે તરતજ પ્રબોધ ઉપર નીચે પ્રમાણે કાગળ લખ્યો.

સુરત.—બુધવાર.

પ્રિય પ્રાણનાથ,—

તમારી કૃપાથી તમારી આજ્ઞાંકિત દાસી સુખરૂપ છે. સસરાજીના મરણ પછી અત્રે સઘળું અવ્યવસ્થિત કામ થઈ ગયું છે. કોઈ કોઈનું માનતું નથી. જેના મનમાં જેમ આવે છે તેમ તે વર્તે છે. તમે ઘર-ખર્ચને સારૂં રૂપિયા મોકલ્યા છે તે સાંભળીને તમે એ રૂપિયા ક્યાંથી લાવ્યા એ વિચાર થાય છે. મને એની કંઈ સમજ પડતી નથી, કારણ કે તમે એ બાબત મને કંઈ કહ્યું નથી, અને તેથી મારા મન-માં ઘણો સંતાપ થાયછે. તમારી સ્થિતિ સાંભળીને હું કોઈપણ વખત બેદરકાર થઈ છું? મેં શું વાંક કીધો કે તમે જ્યારે ફીકરમાં શરીરે લેવાતા જાઓ છો ત્યારે મને અત્રે સુખચેનમાં ઉંઘવાની સજા કરો છો? તમે શું નથી જાણતા કે તમને એક પણ ફીકર હોય તો તે તમારી એક ફીકર દુર કરવાને માટે મારો જીવ આપવો પડે તો પણ હું ગભરાતી નથી. તમે શું નથી જાણતા કે હું જો તમારૂં મ્હો ઉતરેલું યા ઉદાસ જોઉં તો મને ઘણો ખેદ થાય છે, અને મને ખાવાનું પણ ભાવતું નથી. ત્યારે હું જે તમારી સદાની આજ્ઞાંકિત દાસી છું તેને કયા અપરાધને માટે તમારા અંતઃકરણમાંથી કાઢી નાંખી છે? એવી ઉડતી વાત મારે કાને આવી છે કે તમે કોલેજ મુકી દેવા માંગો છો. મારી તમને વિનંતી છે કે તમે એમ કરતા નહિ. પરીક્ષા સુધી કોલેજમાં અભ્યાસ જારી રાખો અને તે દરમિયાન અભ્યાસની સાથે કોઇને શિખવવાનું લફરૂં લેતા નહિ કારણ કે તેથી તમે પરીક્ષામાં સારા ઉતરશો નહિ.

આ થોડા મહિના કુટુંબને પોષણ કરવાનું કામ તમારી પ્રમદાને સોંપો. મારા પિતા જે દર મહિને રૂપિયા દસ મને મોકલે છે તે તમને

મોકલવાનું આજ હું તેમને લખું છું. તમને તે દસ રૂપિયા મળે કે તમે તમારી માને તરત તે અહીંઆં બારોબાર મોકલ્યા કરજો. હું જો તમારી માને રૂપિઆ આપું તો તે વાંકું માની લે અને તેથી તમને બારોબાર મોકલવાની યુક્તિ કરૂંછું તે ઠીકજ છે. આ સાથે હું તમને સોનાનો હાર મોકલું છું તે વેચ્યાથી જે રૂપિયા આવે તે તથા મારા પિતા તમને દર મહિને દસ રૂપિયા આપશે તે મળીને તમે અમને દર મહિને પચીસ રૂપિયા મોકલી શકશો, અને અમે તે રકમમાં ઘર ચલાવી શકીશું. એ બાબદ મનમાં ખેદ કરતાં નહિ. હું તમને વીનવી વીનવીને લખું છું કે હાર પાછો નહિ મોકલતા. મારે આવાં ઘરેણાંની શી જરૂર છે? સૌથી કિમતીમાં કિમતી ઘરેણાં કરતાં પણ વધારે કિમતી એવા તમે સાક્ષાત છો એટલે હું આવે પ્રસંગે એવા હારની દરકાર કરતી નથી. આટલા દાહાડા થયા તમે પત્ર કેમ નથી લખતા? દહાડો મને વર્ષ જેવડો લાગેછે. આ પત્રનો જવાબ વળતી ટપાલે લખશો એમ આશા રાખું છું.

" લી० તમારી સદાની આજ્ઞાંકીત દાસી

પ્રમદા."

પ્રમદાનો કાગળ વાંચીને પ્રબોધચંદ્ર રડ્યો. તેણે પોતાનું દુઃખ તથા જંજાળ પ્રમદાથી છાની રાખી હતી તેને માટે તે લજવાયો, પણ પ્રમદાના લખ્યા પ્રમાણે વર્ત્તવાની તેની મરજી થઈ નહિ. ઘડીએ ઘડીએ નવા નવા વિચાર કરે. કોઇ વાર કોલેજ છોડી દઇને નોકરી લેવાનો વિચાર કરે. તો કોઇ વાર તે વિચાર તેને ગમે નહિ અને જુદોજ વિચાર કરે. આખરે બીજો કંઇ ઇલાજ રહેલો તેને માલમ પડ્યો નહિ ત્યારે તેણે પ્રમદાની સૂચના પ્રમાણે ચાલવાનું નક્કી કીધું.

ખરેખર પ્રમદાના લખ્યા પ્રમાણે બધી ગોઠવણ થઈ. પણ જેમ ભાંગેલો કાચ કંઈ આખો થાય નહિ તેમ મહાનંદપંડ્યાનું ઘર તેની હૈયાતીમાં ચાલતું હતું તેમ નીભ્યું ગયું નહિ. મુંબઈથી નાણું આવતું. ઘરમાં બધાને ખાવાનું તથા કપડાં મળતાં, પણ કોઇ દહાડો કોઈ સુખે જમતું નહિ. વહુવારૂઓમાં માંહોમાંહે કંકાસ, સાસુ વહુમાં ટંટો, અને ભાઈઓ ભાઇમાં પણ લડાઈ થતી હતી.

હરિશંકર પોતાની માનો જુલમ વધારે વાર ખમી શક્યો નહિ; અને

વસુદાગવરી માફક એ પણ પોતાની માને કઠોર અને કડવાંવેણો કેહેવા લાગ્યો. વસુદાગવરીની વર્ત્તણુક છેક એટલી નઠારી થઈગઇ કે તેનો તો પારજ રહ્યો નહિ. બાંડો સાપ જેમ વગર કારણે ડંખે તેમ તે વિના કારણે ફૂફડતી અને પહેલાં કરતાં વધારે વધારે હઠીલી થવા લાગી.

હવે તો કોઇને ગણકારેજ નહિ. કોઈ કોઈ વખત પોતાની સાસુની સામા હાથ પગ પછાડતી અને ગાળોનો વરસાદ વરસાવતી. વસંતબા કોઈવાર ગુસ્સામાં ને ગુસ્સામાં આખો દહાડો અપવાસજ કરીને પડી રહે અને મનમાં આવે તો જટાશંકરના નાનાં છોકરાંને લઇને કોઇ અડોસી પડોસીને ત્યાં અથવા ઓળખીતાને ત્યાં જઇને દહાડો પૂરો કરે.

પહેલાં પ્રમાણે હવે જટશંકર વસુદાગવરીને અપમાન કરતો નહતો, કારણકે તેને લીધે ભાઇઓ ભાઇમાં એક દિવસ કંકાસ થયો હતો તે એટલે સુધી કે મારામારીપર આવ્યા હતા. જટાશંકર પોતાના ભાઈના ઠોકથી અને માની ગાળથી ગુસ્સે થઇને નોકરી શોધવાને બહાને પાછો ક્યાંક બહાર ગામ નીકળી ગયો હતો, પણ તે ક્યાં ગયો હતો તેનો કંઇ પતોજ નહોતો.

કમળાગવરી અને તેના ત્રીજા ભાભી વેણીગવરીને અગાઉ મોઢું જોવાનો વહેવાર નહોતો. તે બેની વચ્ચે હાલ મજબુત ગાંઠ બંધાઈ હતી, તેથી તેઓ પ્રમદાનું જરામાં અપમાન કરવા લાગ્યાં, પણ પ્રમદા બળતામાં ઘી હોમતી નહોતી એટલે તે થોડીવારમાં ધુંધવાઇને હોલવાઇ જતું. પોતાના સસરાના મરતી વખતના શબ્દો તેના અંતઃકરણમાં કોતરાઇ રહ્યા હતા, તેથી પોતાથી બને તેમ સલાહ રાખવાનો તે યત્ન કરતી હતી. તે પોતાના માબાપની લાડકી છોકરી હતી અને તેને જરા મોટે ઘાંટે કહે તો આંખમાં ઝળઝળીઆં આવતાં તે છતાં પ્રમદા આ બધું મુંગે મોઢે સહન કરતી હતી. કોઇવાર પોતાની સાસુના કાલાવાલા કરે; કોઈવાર વસુદાગવરીને સમજાવે; કોઇવાર કમળાગવરીની માફ માગે; વળી કોઇવાર વેણીગવરીને બીજી બાજુએ લઈજઈને સઘળો કંકાસ ડાટી દેવાને સમજાવે; પણ આ બધા તેના યત્નો નિષ્ફળ થતા. મહાનંદપંડ્યાનું ઘર જે એકવાર ભાંગ્યું હતું તે કંઇ પાછું સંધાય એમ નહોતું.

પ્રબોધચંદ્ર આ બધી વાતથી અજ્ઞાન હતો. તે દર મહિને વખતસર નાણું મોકલ્યા કરતો. અને પ્રમદા વારંવાર પત્રો લખ્યા કરતી, પણ

ઘરમાં આવી અવ્યવસ્થા ચાલતી હતી તે બાબતનો અણસારો પણ કરતી નહિ, કારણ કે તે ખબરથી પ્રબોધનું ધ્યાન અભ્યાસ ઉપરથી તે વાત ઉપર દોરાશે એમ તેને લાગ્યું. પોતે દરરોજ કેવા દુઃખમાં પેટ ભરતી હતી તેની પણ તેને જાણ કરી નહિ.

પ્રબોધચંદ્રની પરીક્ષા પુરી થઈ. પહેલાં જ્યારે રજા પડે કે તરત બીજે દહાડે સુરત જતો તેમ તે આ વખત ગયો નહિ, કારણ કે હમણા તો તેની પ્રથમની ધારણા પાર પાડવામાં તેના વિચારો ગુંથાયા હતા. નોકરી શોધવાનો તેણે નિશ્ચય કીધો. પ્રમદા તેને વારંવાર ઘેર આવવાનું લખતી અને તે "આવું છું, આવું છું," એમ જવાબ લખીને ઢીલ કરતો હતો. ખાનગી છોકરાઓને શિખવતો હતો તે ઉપરાંત તે નોકરી મેળવવાની આશામાં વખતે બે વખત ડિરેક્ટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રક્શન (નિશાળ ખાતાના ઉપરી) ની આફીસમાં પુને જતો હતો. ટુંકાણમાં તે નોકરી મેળવવાના અનેક પ્રયત્નમાં હતો.

એક દહાડો પ્રબોધના મુંબઈના મુકામ પર તેનો સુરતનો એક પડોસી પ્રમદાનો કાગળ લઈને આવ્યો. પ્રબોધચંદ્ર ઘરમાં નહોતો. પુછપરછ કરતાં લોકોએ કહ્યું કે થોડા દહાડા થયાં તે ઘરમાં દેખાતો નથી અને તે ક્યાં ગયો છે તેની ખબર નથી. સુરતના લોકો જે જે માળામાં રહેતા હતા ત્યાં પેલા પડોસીએ તજવીજ કીધી પણ પ્રબોધની કંઈ ભાળ મળી નહિ.

## પ્રકરણ ૯ મું.

પ્રબોધને મુંબઈમાંથી એકાએક ગયાને બે ત્રણ મહિના થઈ ગયા. એ દરમિયાનમાં તેને નોકરીની ભાળ મળી કે તે ખાતાના ઉપરી અમલદારને મળવાને તરતજ તે ત્યાં જવાને નીકળ્યો. ત્યાં પહોંચતાંવારને તે જગ્યા તેને મળી. પણ પોતાને ઘેર સુરત જવાને અવકાશ મળ્યો નહિ; મુંબઈમાં રહેવાને બે ત્રણ દહાડાની મુસ્કેલીથી રજા મળી. આ બધું તેણે પ્રમદાને કાગળથી જણાવ્યું, અને તેને કચ્છમાં મ્હોટા માસ્તરની જગ્યા મળી હતી ત્યાં જવાને બે ત્રણ દહાડામાં નીકળ્યો.

મરનાર મહાનંદપંડ્યાનાં સુરતનાં ઘરમાં પણ કેટલોક ફેરફાર થઈ ગયો હતો. હજીસુધી જટાશંકરનો પત્તો મળ્યો નહોતો. હરિશંકર અને ની માની લડાઈનો છેડો એટલો આવ્યો કે હરિશંકર જુદો રહ્યો.

પ્રમદા પણ હાલ ઘણા દહાડા થયાં તે પોતાને સાસરે નહોતી. તેના સીમંતનો ઉત્સવ થઇ ગયો હતો તેથી તેના પિતા તેને સુરત જઇને પોતાને ઘેર મુંબઈ તેડી લાવ્યા હતા. આ બધું પ્રબોધની સલાહથી પણ થયું હોય, કારણ કે તેને પ્રમદાના ભાઈ મંગળાશંકર સાથે પત્રવ્યવહાર ચાલતો હતો.

પ્રમદાના પિતાનું નામ દીનમણિશંકર હતું. તે મુંબઈની ટંકશાળમ સારા મોટા ઓહ્વા ઉપર હતા. તેને અગાઉ ત્રણસોનો પગાર મળતો હતો, અને થોડા મહિના થયાં સો રૂપિયાનો વધારો થયો હતો.

તેનો સ્વભાવ ઘણો માયાળુ હતો અને રહેવાની રીતભાત ઘણીજ સાદી હતી. તેને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રની અને પ્રબોધની ઉમ્મર સરખી હતી.

એક વરસ થયાંજ મંગળાશંકરે કોલેજ મૂકી દીધી હતી, અને સોલિસિટરની આફીસમાં કારકુન રહ્યો હતો. તેને બે ત્રણ છોકરાં હતાં.

પ્રમદા પોતાના માબાપને ઘણીજ વાહાલી છોકરી હતી, અને તેમાં વળી થોડા દહાડામાં તે છોકરાંની મા થવાની તેથી તે ઘેર આવ્યાથી તેનાં માબાપને અત્યંત ખુશી ઉપજી હતી. પ્રમદાને આળસુ બેસવું ગમતું નહોતું, તેથી તેના માબાપ અગરજો તેને જરા પણ કામ કરવાની વારંવાર ના કહેતાં હતાં તોપણ તે હમેશાં કામમાં ને કામમાં ગુંથાયલી રહેતી હતી. પોતાના પિતા બહારથી ઘેર આવે ત્યારે તે તેને પંખો નાખતી, જમવાનું પીરસતી, અને બીજી સઘળી બાબતની તજવીજ રાખતી એ શિવાય પોતાનાં ભાઈનાં છોકરાંઓની સંભાળ રાખવામાં હમેશાં ગુંથાયલી રહેતી.

દીનમણિશંકર ઘણીવાર પ્રમદાને લાડથી કહેતા કે "બેન આ શું? તું ઘેર કામ કરવાને આવી છે? તારે બાપને ઘેર કામ કરવાની શી જરૂર છે? શું માણસની ખોટ છે? તું તારે ખાઈ પીને મજાહ કર."

દીનમણિશંકર પોતાની છોકરીને ખરેખર બહુ ચહાતા હતા. આટલાં હેતથી એકલી પ્રમદાનેજ ચહાતા હતા એટલું નહિ પણ જેવા બાહારથી ઘેર આવે કે મંગળાશંકરનાં છોકરાં એની કોટે વળગેલાં ને વળગેલાંજ માલમ પડતાં. તે બધાં નાહાતી વખત, ખાતી વખત, તેમજ ઉંઘતી વખત સાથેનાં સાથેજ દીઠામાં આવતાં. જમતી વખત જો કોઇ

કારણસર છોકરાંઓ એની સાથે નહિ હોય તો એને ગળે કોળીઓ ઉતરે નહિ. નાનાં મોટાં બધાં, મંગળાશંકરનું સૌથી નાનું છોકરૂં પણ સાથે બેસે ત્યારે તેને ગમે. પોતાને હાથે નાના કોળીઆ છોકરાંઓનાં મોમાં મુકે અને જ્યારે નાનું છોકરૂં જેને નવા ત્રણચાર દાંત ફુટ્યા હોય તે સામા જોઈને હસે અથવા તો દાંત વગર, અવાળુએ કોળીઓ આવે ત્યારે તે ઘણા ખુશી થતા હતા.

પ્રમદાની મા આ જોઈને કોઈ કોઇવાર કંટાળે અને છોકરાંને ખસેડી દે. પણ છોકરૂં અને ખીલાડી ખાવાના આગળથી કોઈવાર આઘાં જાય? દાદી, નાનાં છોકરાંને પકડીને આઘે લઈ જાય કે તે બધાં "દાદા દાદા" બુમ પાડીને રડે. દીનમણિશંકરને છોકરાં ટળવળતાં અને રડતાં જોઈને માઠું લાગે અને પોતાની સ્ત્રીપર કોઈ કોઈ વાર તો જરા ગુસ્સે પણ થાય. ખરેખરૂં જોતાં તો પ્રમદાની માને ગુસ્સે થવાનું કારણ હતું, કારણ કોઈ કોઈ વાર તો દીનમણિશંકર છોકરાંને ઉઘમાંથી ઉઠાડીને ખાવાનું આપે. આવું થાય ત્યારે પ્રમદા હસે અને કહે "બાપા ખરેખરૂં કહો; તમને એકલા જમવાનું ઠીક નથી પડતું?" ત્યારે દીનમણિશંકર પ્રમદાને જવાબ આપે કે "હવે ઝાઝા દિવસની રાહ જોવાની નથી; કાલે ઉઠીને તને છોકરૂં થશે ત્યાર પછી તને આ પ્રમાણે ખાવાની મજાની સમજ પડશે."

ખરૂં પુછો તો દીનમણિશંકરનાં કુટુંબ જેવું સુખી અને શાંત કુટુંબ ભાગ્યેજ જોવામાં આવતું. ગમે તો ઘરમાં એકજ છોકરી હતી તે કારણ માની લો, અથવા બીજું કારણ માની લો, પણ દીનમણિશંકરની ધણીઆણી તેની વહુને દીકરીની માફકજ ચાહાતી હતી અને કોઇપણ પ્રસંગે ઉંચે સ્વરે બોલાવતી નહિ. તેમજ મંગળાશંકરની સ્ત્રી પણ એક લક્ષ્મીજ હતી; તે એવી મળતાવડા સ્વભાવની હતી કે તેની સાસુને તાણીને બોલવાનું કંઇ કારણજ નહોતું. પ્રમદા અને તેની ભાભી સરખી ઉમ્મરનાંજ હતાં અને નણંદ ભોજાઈ વચ્ચે સગી બહેન જેવું અન્યોન્ય ઘણુંજ વહાલ હતું. પ્રમદાના આવ્યાથી તેની ભાભીની ખુશીનો તો પારજ રહ્યો નહોતો. તેના હાથમાં તો જાણે આકાશમાંથી ચંદ્રમાજ આવ્યો હોય તેમ હરખાઇ ગઈ. હમેશાં બન્ને જણાં હસતે ચેહેરે સાથે જમવા બેસે, સાથે ફરવા જાય, સાથે વાંચે, સાથે ગાય, સાથે સુએ અને ટુંકાણમાં કંઇ પણ કામ હોય તો તે હળીમળીને સાથેજ કરે.

આ પ્રમાણે પ્રમદા પોતાના પિયેરમાં માબાપનાં, ભાઇભોજાઈનાં અને દરેકનાં હેતમાં વીંટળાઇ ગઇ હતી. પોતાના સસરાના મરી ગયા પછી ફીકર અને ખાવાપીવાની અવ્યવસ્થાને લીધે જે તેનો ચેહેરો ઝાંખો પડી ગયો હતો તે હવે ધીરે ધીરે બદલાવા લાગ્યો અને તેની અસલ ખુબસુરતી પાછી આવવા લાગી. પોતાના બાપને ત્યાંથી સાસરે ગઇ હતી ત્યારે લુગડાંની અને ઘરેણાંની પેટી ભરીને લઈગઈ હતી. હમણાં તે આવી ત્યારે ખાલી હાથે પાછી આવી હતી પણ તેના પિતાએ તે બધા દાગીનાનું શું થયું કે ક્યાં ગયા તેની વધારે પુછપરછ પણ કરી નહિ અને ફરી લુગડાંલત્તાં અને ઘરેણાં કરાવી આપ્યાં.

આ પ્રમાણે પ્રમદા સઘળી વાતે સુખમાં દહાડા ગાળતી હતી; પણ તે પ્રબોધચંદ્રને ઘણા દહાડા થયાં મળી નહોતી અને તેના કાગળથી ઘરનો કંકાસ હજુ ચાલે છે એમ તેને ખબર મળી, તે શિવાય તેને બેચેન થવાનું બીજું કંઈ કારણ નહોતું. આવી સ્થિતિમાં તે પોતાનો વખત ગાળતી હતી એટલામાં થોડા દહાડામાં તેને એક ખુબસુરત નાની રત્નના જેવી પુત્રી થઇ.

હિંદુઓની કેટલીક ન્નાતોમાં છોકરીના જન્મથી કુટુંબમાં આદમીઓ દલગીર થાય છે, પણ પ્રમદાનાં માબાપનાં મોં ઉપર કંઇ દલગીરી દીઠામાં આવતી નહોતી, કારણ કે તે લોકોના આવા વિચાર નહોતા. ઉલટું તે લોકોને તો પ્રમદાની પહેલી છોકરી જાણે છોકરોજ હોય તેમ વાહાલી લાગી અને તેને જોઈ ખુશી થયાં.

આ ખુશ ખબર સાંભળીને પ્રબોધચંદ્ર થોડા દહાડાની રજા લઇને મુંબઇ ગયો. પ્રમદાની સુવાવડ હજી પૂરી થઇ નહોતી. પ્રબોધચંદ્ર આવતાં વારને સુવાવડના ઓરડામાં ગયો, ત્યાં પ્રમદા જે તેની રત્ન જેવી છોકરીને ખોળામાં લઇને બેઠી હતી તેને જોઇને ઘણોજ આનંદ પામ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

પિયેરમાં થોડાએક મહિના થયા પછી પોતાની નણંદ મંગળાનાં લગ્ન પર પ્રમદા સાસરે પાછી આવી. મંગળાના ઉપર તેનું ઘણું હેત

હતું, અને તેના લગ્ન વખતે કન્યાદાનમાં તેને પોતાનાં કેટલાંએક ઘરેણાં આપવાનો તેનો વિચાર હતો, પણ તેની આ આશા ભંગ થઈ. પ્રબોધચંદ્ર ને જે પગાર મળતો હતો તેમાંથી તેનો અને ગવરીશંકનો ખરચ ચલાવવાનો હતો, તેના પિતાનું દેવું વાળવાનું હતું અને સુરતનાં ઘરનું ખરચ ચલાવવાનું હતું, તેથી ગંગળાનાં લગ્ન ઘણી કરકસરથી કરવાની જરૂર હતી.

પ્રબોધચંદ્ર કંઈ આળસુ નહેતો. ત્રીજા શીયાળામાં તે એલ. એલ. બી. ની એટલે હાઇકોર્ટના વકીલની પરીક્ષામાં પાસ થયો, અને તરતજ તેણે વકીલાત કરવા માંડી. એ ધંધામાં તે ભાગ્યશાળી નીકળ્યો. તેના જેવા ઘણા વકીલો પાંચ પાંચ છ છ વરસ સ્મોલકોઝ અને પોલિસ કોર્ટમાં ફેરા ખાતા, તોપણ કેટલાએકને તો મોજાં બુટનો ખરચ નીકળતો નહિ. હમણાની માફક કેટલાક બારિસ્ટરો પણ મોટા મોટા ઝભા પહેરીને અસીલની શોધમાં આમ તેમ ભટકયા કરતા માલમ પડતા, ઘણા ખરા કોઈવાર બેઠા બેઠા ચોપડીના પાનાં ઉથલાવ્યા કરે, કોઈવાર બીજાનું ન્યુસપેપર માંગી લાવીને જરા આમ તેમ વાંચે, અથવા તો બે ચાર સાથે બેસીને ચાડી ચુગલી કરે, અને કોર્ટમાં એમ વખત પૂરો કરે; પણ પ્રબોધ ઘણો ભાગ્યશાળી હતો. બે મહિનામાં વકીલ તરીકે તે પંકાવવા લાગ્યો; ત્રણ મહિના પુરા નહિ થયા એટલામાં મહિને બસેં અઢીસેં કમાવા લાગ્યો. હમેશાં તેને આટલી ઉપજ થશે એવું ધારીને પ્રમદાને ત્યાં તેડાવવાનો વિચાર કીધો, અને ગીરગામમાં એક શોભીતો બંગલો ભાડે લીધો. કેટલાંએક છપર પલંગો, અને ટેબલ ખુરસીઓ વેચાતાં લીધાં, ચાકરો રાખ્યા, સામાન ભર્યો, અને ઘર સ્વચ્છ અને નવું માંડેલું દેખાવા લાગ્યું.

આજે પ્રમદા શેઠાણી પોતાને નવે ઘેર આવવાનાં હતાં, તેથી ગવરીશંકર ત્યાં રાહ જોતો ઉભોજ હતો; પછાડી સામાન ઉતારવાને એક ચાકર ઉભો હતો, તથા એક દાસી પોતાની નવી શેઠાણીને આવકાર આપવાને અંદરના ઓરડાનાં બારણાં આગળ આવીને ઉભી હતી. થોડીવારમાં બારણા આગળ ગાડી આવી અને અટકી. ગવરીશંકરને જોઈને, પ્રમદા ખુશીથી હસતી હસતી ગાડીમાંથી ઉતરી. ગવરીશંકરે પ્રમદાના હાથમાંથી નાનું છોકરૂં લઈ લીધું અને બચ્ચીઓ કરીને માથે મોઢે ઓઢારી દીધું. એક દુશ્મણ પણ આવું સુંદર છોકરૂં લેવાને અદેખાશે નહિ.

પોતાના દીઅરજી સાથે હસતી અને વાત કરતી પ્રમદાએ બહારના ઓરડા જોયા અને પહેલો અડધો કલાક તો ક્યાં બેસવું, ક્યાં રહેવું, આ ટેબલ અહીંઆ કેમ, આ પલંગ ફલાણી જગ્યાએ કેમ, એમ વાતમાં ને વાતમાં સામાનની ગોઠવણમાં ખામી કાઢવામાં ગાળ્યો.

આખરે પ્રમદા અંદરના ઓરડાઓમાં ગઈ કે તરત ચાકરોએ નમન કીધું. દાસીઓ શાક મોળવતી હતી તે મુકી દઈને ઉભી થઈ, અને રસોઇઓ રાંધવાના વાસણ મુકી દઈને બાજુએ આવીને ઉભો. પ્રમદા આજે જાણે રાણી હતી. ખરેખર તે આ નાનાં રાજ્યની રાણીજ હતી. ધીરેધીરે તેણે સુવાના, ખાવાના, બેસવાના, ભંડારના, રાંધવાના અને નહાવાના, એમ એક પછી એક બધા ઓરડા જોયા, અને ઘર બરોબર પોતાની મરજી માફક હતું એમ સંતોષ બતાવ્યો.

થોડીવારમાં નાહાવાનો વખત થયો; રાવજી ચાકરે પ્રમદા શેઠાણીને સારૂ નહાવાનું પાણી કાઢ્યું અને દાસીએ નાહાતી વખતે ચોળવાનું તેલ લઈ આવીને નાહાવાની ઓરડીમાં મુક્યું. કીકીને તેના ગવરીશંકર કાકા હાથપર લઇને ફરતા હતા; તે હાલ દસ મહિનાની થઈ હતી અને હમણાંજ તેને એકલાં બેસતાં આવડ્યું હતું. ગવરીશંકર કીકીને બહારનાં દિવાનખાનામાં લઈ ગયો અને કોચ ઉપર બેસાડીને તેના હાથમાં ઘુઘરો આપ્યો. તેણે વતી ત્યાં બેઠી બેઠી તે રમતી. કોઈવાર તેને કરડવાનું યત્ન કરતી, કોઇવાર તે કોચ ઉપર ઠોકતી, વળી કોઈવાર પોતાના કાકાના હાથમાં આપતી, અને વળી પાછી ખેંચી લઇને પોતાના મોમાં મુકવા જતી.

પ્રબોધચંદ્રે નવું ઘર માંડ્યું હતું ખરૂં, પણ કંઇ આપદા નોહોતી એમ નહિ. આખા કુટુંબને સુરતમાં રાખીને પ્રમદાને એકલી તેડાવવી ઠીક નહિ દેખાય તેથી પ્રથમ તો હરિશંકરના કુટુંબ શિવાય બધાંને તેડાવવાનું નક્કી કીધું હતું. પણ તેની માએ આ વિચાર જાણ્યો એટલે ઘણી નાખુશ થઇ અને પોતે આવવાની ના કહી. પ્રબોધને આ અગવડતા ભરેલું લાગ્યું ત્યારે પ્રમદાની સાથે મંગળાને અને ચોથી ભાભી તુળજાગવરીને તેડાવવાનો વિચાર કીધો, પણ તેની માએ તેની પણ ના કહી. અરે! મંગળાનું મન પ્રમદાની સાથે જવાનું ઘણું હતું પણ પ્રબોધ પોતાની માને માઠું લગાડી તેને

કેમ તેડી શકે! તેની માતા પ્રમદાને જવા દેવાને પણ ઘણી નાખુશ હતી. આથી જરા કજીઓ થયો હતો, પણ તે ઝાઝીવાર પહોંચ્યો નહિ.

આખું કુટુંબ મુંબઈ આવ્યું નહિ તેથી કંઈક પ્રબોધને માઠું લાગ્યું. પણ તેઓના બંદોબસ્ત કરવામાં ઓછાપણું થવા દીધું નહિ. પ્રબોધચંદ્રની શ્રીવૃદ્ધિનું લક્ષણ સર્વ ઘરનાં સગાં વહાલાંના સુખ વધારવાને સ્પષ્ટ પ્રકાશ કરવા લાગ્યું એટલુંજ નહિ પણ હરિશંકર પ્રથમથી જુદો રહ્યો હતો તેના કુટુંબને માટે દર મહિને ૨૦ રૂપિયા આપવા લાગ્યો. ધન સુપાત્રે ગયાથી ઘણાકોને સુખનું કારણ થાય છે, તેમ પ્રબોધચંદ્રનાં ધનથી પણ ઘણાંક દરિદ્ર માણસ પ્રતિપાલિત થવા લાગ્યાં. સારાંશ એટલોજ કે પ્રબોધચંદ્ર આવી રીતે તેની સુશીલ સ્ત્રી પ્રમદાની સાથે ગૃહસ્થધર્મ પાળવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૧ મું.

પ્રમદાએ પોતાના નવા ઘરનો વહીવટ માથે લીધા પછી થોડા મહિનામાં તો તે ઘરમાં ટાપટીપ અને સુખ વધતાં ગયાં. તેના સસરાને ઘેર તો મોટાંઓની બીકમાં પોતાનો ઓરડો પોતાની મરજી મુજબ શણગારી શકી નહોતી. વળી તે વખત તેમ કરવાને સાધન પણ પુરતાં નહોતાં. પોતાની પાસે દરેક ચીજ તેને સ્વચ્છ રાખવી ગમતી, પણ તેની કેટલી ઠેકડી થતી હતી! હમણા, ઈશ્વર કૃપાથી સાધન પુષ્કળ હતાં. પોતાનાં વડાંઓના બબડાટ અથવા તો આડોસીપાડોસી તરફની ટીકાનો તેને ભય નહોતો, તેથી અત્યાર સુધી તેની જે ઇચ્છા અને રૂચી અંતઃકરણમાં છુપાં હતાં તે હવે દેખાવા લાગ્યાં.

ઘરમાં પાંચ મોટા અને ત્રણ નાના ઓરડા હતા. મોટા ઓરડાઓમાં એક સુવાનો, બીજો પુસ્તકનો, ત્રીજો બેસવા ઉઠવાનો, ચોથો કપડાંનો અને પાંચમો જમવાનો એમ ગોઠવણ રાખી હતી; નાના ત્રણ ઓરડામાં એક નાહાવાનો, બીજો ભંડારનો, અને ત્રીજો રાંધવાનો એ પ્રમાણે હતા. પ્રમદાને તેની મરજી પ્રમાણે બધું આવી મળ્યું. તેને વાડીનો શોક હતો તે શોખ પુરો પાડવાની પણ તેને તક મળી. તેના બંગલાની બન્ને તરફ પુષ્કળ ખુલ્લી જમીન હતી.

થોડા દહાડામાં આ બન્ને બાજુની ખુલ્લી જગ્યામાં વિચિત્ર શોભા જોવામાં આવી. પ્રમદાએ બન્ને જગ્યાએ ઘણીજ સુંદર વાડી બનાવી; આને વાસ્તે એક માળી પણ રાખવામાં આવ્યો હતો. ઋતુ પ્રમાણે વરચોવરચ કંદમૂળ તથા શાકભાજી અને ચારે બાજુએ ફુલોનાં ઝાડ રોપવામાં આવ્યાં હતાં. દરવાજામાં પેસતાં વારનેજ વાડી જોઇને તમે બે ઘડી ખુશી થઈ જાઓ અને ઘરમાં જાઓ તો ઓરડાઓ જોવામાં સહેજ બે ત્રણ કલાક ગાળવાનું મન થાય. કંઈ નકામો ખર્ચ કીધેલો માલમ પડતો નહોતો, તેમ ખોટો ઠાઠ કીધેલો પણ કંઈ દેખાતો નહોતો. વળી મળવા આવનારને એમ પણ નહિ લાગે કે મોટાઈનું કંઈ પણ રીતે ડોળ ઘાલવાની મતલબ છે; પણ દરેક જગ્યાએ જે જ્યાં ઠીક દેખાય તેજ ત્યાં દીઠામાં આવતું હતું. એવી રીતની રચના કરવામાં આવી હતી કે પહેરવાનાં કપડાં મુકવાનીજ જે જગ્યા હોય ત્યાંજ તે દીઠામાં આવે, ચોપડીઓ તો ચોપડીનીજ જગ્યાએ, એમ નહિ કે કોઈ ચીજ એવી જગ્યાએ પડી હોય કે જોઇએ ત્યારે શોધવી પડે. રેતદાન પાસે ખડીઓ, ખડીઆ પાસે કલમ, અને કલમની આગળ પેન્સિલ, અને પેન્સલની પાસે કાગળ તથા બ્લોટીંગ, એવી સુંદર ગોઠવણ ટેબલ ઉપર દીઠામાં આવતી હતી. જે જોઈએ તે તરત જડે, એમ નહિ કે કંઈ ચીજને સારૂ શોધતાં અડધો કલાક ફાંફાં મારવા પડે અથવા તો ફલાણી વસ્તુ ઘરમાં છે કે નહિ તે જોવામાં વખત ગાળવો પડે. ઘણાં ઘરમાં એક લુગડું જોઈતું હોય તો ત્રણ ચાર મોટાં વખારાં ખોળવા પડે, બે ત્રણ પેટારા અને નાની મોટી બધી પેટી ખોળી બધાં લુગડાંઓને ખોળીને ઉથલ પાથલ કરી નાખવાં પડે છે; જો એક ચોપડી જોઇતી હોય તો બે ત્રણ આદમીઓ ખોળવા મંડી જાય—કોઇ ગોદડાં નિચે, તો કોઇ કપડાંના કબાટ પાછળ, તો કોઈ રદી કાગળીઆંના ઢગલામાં—આમ કરવામાં નાહક પા કલાક ગુમાવી નાખે. દાકતર ઘરમાં દર્દીને જોવાને આવે અને દવાનું "પ્રિસ્ક્રિપશન" લખવું હોય તો "કાગળ લાવો કાગળ લાવો," એમ બુમ પાડવી, અથવા કાગળ ત્યાં હોય તો કલમ આવે ત્યાં સુધી રાહ જોવી અને કલમ નહિ તો સાહીને સારૂ બેસી રહેવું અને આટલામાં ચાર પાંચ આદમી આમ તેમ ઉતાવળ કરી મુકે પણ આમાનું કંઇ પ્રમદાના બંગલામાં દીઠામાં આવતું નહોતું, કારણ કે પ્રમદાને આવી અવ્યવસ્થા ઘણીજ નાપસંદ હતી. એના જેવીને ના પસંદતાનાં ઘણાં કારણ હતાં.

કામમાં ગુથાયલાં હોઈએ તે વખતે જો કંઇ ચીજની જરૂર પડે અને

તે ચીજ નહિ જડે તો મન કચવાય અને તેને લીધે પા કલાકના કામમાં કલાક નકામો ગાળવો પડે છે. જેને આવી મુશ્કેલી ભોગવવી પડી હશે તે આવી અવ્યવસ્થિત રીતથી કંટાળશે, પણ આવી ટેવ બચપણમાંથી પડે છે અને તે રહી જાયછે. ઘણીવાર આવા અવ્યવસ્થિતપણાથી કંટાળીએ છીએ ત્યારે આપણે તે સુધારવાને મનમાં નિશ્ચય કરીએ છીએ પણ નિયમસર કરવાનો મહાવરો નહિ હોવાથી અનિયમિત રીત કાયમ રહે છે. પ્રમદાની રૂચિ નાનપણથી નિયમસર વર્તવાની માબાપને પુન્યે થઈ હતી. માબાપને નાનપણથી હમેશાં નિયમસર વર્તતાં જોયેલાં તેથી એની પણ સ્વાભાવિક વૃત્તિ તેજ થઈ હતી.

અગરજો મંગળા અને તેની ચોથી ભાભી તુળજાગવરી પ્રમદાની સાથે આવ્યાં નહોતાં તોપણ તેના ઘરમાં કંઈ થોડા આદમી નહોતાં. બે દાસી, બે ચાકર અને એક બ્રાહ્મણ રસોઈઓ હતો, તે ઉપરાંત બહારના ઓરડામાં બે ત્રણ આશ્રિતો દીહામાં આવતા હતા. બે દાસીમાંની એકને લીલાવતીને રમાડવાનું સોંપ્યું હતું અને બીજીને રસોડાનું કામ સોંપ્યું હતું. ચાકરોમાંનો એક આગળની વાડીની સંભાળ રાખતો હતો, અને બીજો જેનું નામ રાવજી હતું તે પાછલી વાડીની દેખરેખ રાખતો હતો. તે સોદાસલુકો લાવવાનું તથા પાણી ભરવાનું કામ કરતો હતો. લીલાવતી હવે ચાલતાં શીખી હતી; સવાર સાંજ તે ધોયેલાં સ્વચ્છ કપડાં પેહેરીને રાવજી અથવા દાસીની કેડે બેસીને નાની હાથ ગાડીમાં ફરવા જતી હતી અને પાછી આવે ત્યારે કંઈ ફુલ, રમકડું અથવા કંઈ ફળ પોતાના હાથમાં લાવતી. ગમે તેને ઘેર લેઈ જાય તો તે ઘરની સ્ત્રીઓ તેને હાથમાં લઈને રમાડતી, મુખ ચુંબન કરતી, તેનાં રૂપગુણનાં વખાણ કરતી અને કોઈ વળી ખાવાનું આપતી. બધાંઓને લીલા બહુ વાહાલી હતી. લીલાવતીના ઘુઘરા વિષે વાંચનારી બહેનોનાં લક્ષમાં આગળ આવી ગયું છે. તેવતી રમવાનું હવે લીલાએ મુકી દીધું હતું. જ્યારથી એને ગુંટણીઆ કાઢતાં આવડ્યું ત્યારથી આખું ઘર એનું રાજ્યજ થયું હોય એમ ખુંદતી. પણ હજુ તે કોઈના ટેકા વગર ઉમરો ઓળંગી શકતી નહોતી અથવા તો ખુરસી ઉપર કે ખાટલા ઉપર ચઢી શકતી નહોતી. તેની કેડે સોનાની સુંદર સાંકળી હતી તેનું શું વર્ણન થાય? લીલા હવે એક જાતની નવીજ રમત રમવા લાગી. તે એવી હતી કે તે ઘણાં છોકરાંઓની મા થતી હતી. અરે! આપણી આંખે તો તે માત્ર લાકડાંના રમકડાં દેખતાં હતાં પણ લીલાએ તેતો

પોતાના છોકરાં માની લીધાં હતાં. હવે તો તે પોતાનાં આ કુટુંબની સંભાળ લેવા માં હમેશાં રોકાયલી રહેતી; આ કારણથી તેને કોઇ કોઈ વાર તો નાહવાની તથા જમવાની ફુરસદ મળતી નહોતી; ઘણું સમજાવે તો વળી દુધ પિયે. કોઈ કોઇ વખત તો તે ચપડાવાળો સાળુ પહેરીને પોતાના લાકડાના છોકરાંને ખવડાવવાને એક ખુણામાં બેસતી; કોઇ વખત તેને સુવાડતી અથવા તો તેની આંખ આંજતી તો કોઇવાર પોતાની માના ખોળામાં સુવાડવા જતી. આ થોડાએક દહાડા તેણે નિર્જીવ છોકરાંની ચાકરીમાં ગાલ્યા પછી, હવે તેનું સજીવન વસ્તુ તરફ લક્ષ દોડયું. એક દહાડો પડોસીને ઘેર ગઇ હતી ત્યાંથી એક બિલાડીનું બચું લાવી તેને બગલમાં લઇને સાથે ફરે અથવા તો ઉમરો ઓળંગે—આમ વગર કરડે કષ્ટ. બમેથી બિલાડીનો તેના પર કેટલો બધો પ્યાર હોવો જોઇએ તેનું અનુમાન કરવું મુશ્કેલ નથી.

પ્રમદાને હવે રાંધવાની જંજાળ રહી નહોતી તેથી વખત મળતો તેનો ઘણો સારો ઉપયોગ કરતી. તેને હમેશાં અભ્યાસ કરવાની ખાસ ઉત્કંઠા હતી. પોતાને સાસરે હતી ત્યારે પણ તે અભ્યાસ કરવાનું ભુલી ગઇ નહોતી. લોકો તેની હાંસી કરતા તે સહન કરતી, પણ પોતાનો અભ્યાસ જારી રાખતી. હવે તો તેને કોઇની બીક રહી નહોતી અને કોઈ તરફના અટકાવ વગર આ ઉદ્યોગ કરવા લાગી; વળી એક મિશનરી મડમ એને ઘેર આવતી તે એને અંગ્રેજી અભ્યાસમાં તથા નવું નવું ગુંથવામાં તેમજ ઇંગ્રેજી વાજીંત્ર કળા શીખવામાં મદદ કરતી હતી.

પ્રબોધના બંગલા પાસે પ્રભાશંકર નામનો બીજો વકીલ રહેતો હતો. બન્ને બંગલાની વચ્ચે એક નાનું બારણું હતું તેમાંથી ઘરમાં ને ઘરમાં આવાજા થતી હતી. અહીં આ રહેવા આવ્યા પછી પ્રમદાને પ્રભાશંકરની મા તથા વહુ સાથે ઘણી ઓળખાણ થઈ; તેમાં વિશેષ કરીને પ્રભાશંકરની બઇરીને પ્રમદાની ઘણીજ માયા લાગી. એક બીજાને બેહેન તરીકે ગણતાં. પ્રમદા હમેશાં તેને વાંચતાં લખતાં શીખવતી હતી તેમ બીજું ત્રીજું પણ શીખવતી હતી.

પ્રબોધચંદ્રના દહાડા આમ સુખમાં જતા હતા; તેની આવક ઘણી વધી હતી, દેવું બધું પતી ગયું હતું. પ્રમદાના કેટલાંએક ઘરેણાં પાછાં કરાવ્યાં હતાં અને પોતાના કુટુંબનું સારી રીતે ગુજરાન ચાલે તેટલું નાણું તે પોતાની માને હમેશાં મોકલ્યા કરતો હતો.

એક દહાડો પ્રબોધ અદાલતમાંથી સાંજના પાછો ઘેર આવ્યા પછી વાળુ કરીને આરામ લેતો હતો ત્યારે રાતના આસરે નવ વાગ્યા હતા. લીલા પોતાનો ઓળો જોતી હતી અને બિલાડીનાં બચ્ચાંને આમતેમ દોડાવતી હતી. ખાટલા તળેથી દોડાવતી ત્યારે ટેબલ તળે સંતાઈ જતું અને ત્યાંથી હાંકતી ત્યારે કબાટ તળે ભરાઈ જતું, એમ કરતાં કરતાં તે પોતાના પાંજરામાં ભરાઈ ગયું અને ત્યાં ઉંઘી ગયું. ચાકર તથા દાસીઓ રસોડા આગળ જમતાં જમતાં વાત કરતાં હતાં, પાસેના ઘરમાં છોકરાંઓ ઘાંટો પાડીને અંગ્રેજી શબ્દની જોડણી અને તેના અર્થ ગોખતાં હતાં. પ્રબોધચંદ્ર લાંબી ખુરસી ઉપર આરામ લેતો પડ્યો હતો અને પ્રમદા પાસેજ ટેબલ આગળ એક નવી છપાએલી ચોપડી ધાંટો પાડીને વાંચતી હતી—એટલામાં ઘર આગળ "ભાઈ ઘેર છે કે?" એમ ઘાંટો સંભળાયો. ગવરીશંકરે બુમ પાડી હોય એમ તેના અવાજ ઉપરથી લાગ્યું. ગવરીશંકર 'મેડિકલ કોલેજ' માં દાક્તરનું કામ શીખતો હતો અને ગીરગામ આવવા જવાની અગવડ પડે માટે વિદ્યાર્થીઓને રહેવાની ઓરડીમાંજ રહેતો હતો. આજે તેના આવવાની પહેલાંથી કંઈ ખબર નહોતી તેથી તેનો અવાજ સાંભળીને પ્રબોધ અને પ્રમદા બન્ને બહાર નીકળ્યાં.

**પ્રબોધ**—કોણ છે? ગવરીશંકર?

**ગવરીશંકર**—(પાસે આવીને) હા, ભાઈ.

**પ્રબોધ**—આટલી મોડી રાતે?

**ગવરીશંકર**—મોટી આફત આવી પડી છે.

**પ્રબોધ**—વળી તે શું.

**ગવરીશંકર**—જટાશંકર કેદમાં છે.

**પ્રબોધ**—કેમ? કેમ? તે ક્યાં છે?

**ગવરીશંકર**—અજમેરથી તમારા નામનો તાર આવ્યો છે.

**પ્રબોધ**--મારા નામનો! ત્યારે તે તને કેમ મળ્યો?

**ગવરીશંકર**—મને એમ લાગે છે કે તમારૂં શીરનામું નહિ ખબર હોવાથી જટાશંકરના એક મિત્રને ઘેર મોકલ્યો?

**પ્રબોધ**—કોણે મોકલ્યો?

**ગવરીશંકર**—મને તે ખબર નથી.

પ્રબોધ તાર વાંચવાને દીવા આગળ અંદર ગયો, અને પ્રમદા ગવરીશંકર દીઅરજીને બીજા સવાલ પુછતી પુછતી અંદર તેડી ગઈ.

તાર વાંચે કંઇ વધારે ખબર મળી નહિ. મોકલનારનું નામ કનૈયા લાલ હતું. તે કોણ? જટાશંકરને શા ગુનાહને સારૂ કેદમાં નાખ્યો તે કંઇ તાર ઉપરથી સમજાયું નહિ. તારમાં તો ફક્ત આટલાજ શબ્દ હતાઃ—"**જટાશંકર કેદમાં છે. મોટી આફત. જલદી આવો.**" આટલા ટુંકા સંદેશાથી કેટલો ઘોટાળો થાય છે? એને શું થયું હશે તેને માટે દરેક જણે જુદી જુદી કલ્પના કીધી, પણ તે બધું નિષ્ફળ હતું. આખરે બન્ને ભાઈઓએ મળસકામાં અજમેર જવાનો નિશ્ચય કીધો.

જટાશંકર ઘરમાંથી ગયાની પ્રબોધચંદ્રને ખબર મળી ત્યારની પ્રબોધે તેને માટે ઘણી શોધ કરવા માંડી હતી–ઘણા ઘણા કાગળો લખ્યા હતા અને ઉત્તર તરફથી આવતા જતા પાસે તેની બાતમીની પુછપરછ કરતો હતો, પણ તેના નામ નિશાનની કોઈ ખબર આપી શકતું ન હોતું. હવે તો એ નક્કી થયું કે તેને કોઇ ઓળખે નહિ તેવી ટોળીમાં તે સામેલ થયો હતો. તેને સારા મિત્રોની સોબત કરવી તથા આજુબાજુમાં કોઇ શેહેરમાં રહેવું કેમ પરવડે? તેઓની રીતભાત તેને પસંદ પડે નહિ અને ત્યાં તો કોઈ ઓળખીતું નીકળે. પ્રબોધ તેની આ પ્રકૃતિથી ઘણો દલગીર હતો. અને આ આફતથી તો ખરા શોકમાં પડ્યો.

ગવરીશંકરે વાળુ કીધું નહોતું, તેથી પ્રમદા તરત તેને સારૂ ખાવાનું કરવા બેઠી. તેણે કહ્યું "ગવરીશંકર દીઅરજી આમ આવો. હું તમારે સારૂ પુરી કરતી જાઉંછું તે દરમિયાનમાં રસોડાના બારણા આગળ બેસીને વાત તો કરો."

**ગવરીશંકર**—બ્રાહ્મણ છે ત્યારે ભાભી તમે શું કરવા રાંધો છો?

**પ્રમદા**—તેમાં શું થઈ ગયું? હું કંઈ નાજુક પુતળી નથી ને મારા હાથ કંઈ ઘસાઈ જવાના નથી. રસોઈઓ પુરી સારી નહિ કરી શકશે.

તે બન્ને જણાં રસોડામાં ગયાં, ગવરીશંકર બારણામાં બેઠો બેઠો પ્રમદાની સાથે વિવિધ વિષય ઉપર વાતો કરતો હતો. પ્રમદાએ પુરી કરી અને બટાટા તથા સુરણ તળી કાઢ્યાં. અને તેની થાળી

પીરસીને પાસે બેઠી. વાળુ કરી રહ્યા પછી, બાજુના એક ઓરડામાં પ્રમદાએ તેના દીઅરને સારૂ પોતાને હાથે સફાઈથી પથારી કરી આપી. ગવરીશંકર બોલ્યો, "પ્રમદા ભાભી હું કંઇ પરોણો નથી. મારે સારૂ એટલી બધી મેહેનત નહિ લો." પ્રમદાને તો બધાની સાથેજ સારૂં હતું, પણ ગવરીશંકરને તે હમેશાં વખાણતી હતી અને તેના ઉપર તેનું હેત વિશેષ હતું.

સવારના પોહોરમાં મળસકુ થતાં પહેલાં ગવરીશંકર ઉઠ્યો અને પ્રબોધ તથા પ્રમદાને પણ ઉઠાડ્યાં. બધા ચાકરોને બોલાવીને જવાની જલદી જલદી તયારી કરી દીધી. પ્રબોધે તરત પોતાના કોર્ટના કામનો બંદોબસ્ત કરી દીધો, હાથ મોઢું ધોઇ નાંખ્યું અને ગાડી લાવવાને આદમી મોકલ્યું. ગાડી આવી અને જવાનો વખત થયો એટલામાં ઉતાવળમાં જરા નાસ્તો કરી લીધો.

આ બધી ગડબડ સડબડ ચાલતી હતી એટલામાં લીલા જાગી. અત્યાર સુધી ઊંઘમાં પોતાનાં ઢીંગલાં ઢીંગલીની સંભાળ લેતી હોય, અથવા તો બિલાડીનાં બચ્ચાંની પછાડી દોડતી હોય, અથવા તો કોઇના હાથમાં ફુલ જોઇને તે માગતી હોય એમ તેને સ્વપ્નાં આવતાં હતાં, પણ હમણા તે ઉઠી ત્યારે તો તેને આમાંનું કંઇ ખરૂં લાગ્યું નહિ. તેણે તો બધાંને કામમાં ગુંથાયલાં દીઠાં. ઉઠી કે તેના ગવરીશંકર કાકાએ તેને હાથ પર લીધી અને બોકીઓ કીધી. તે કાચી ઊંઘમાંથી ઉઠી હતી તેથી તે રડી કે "તમે કોણ?" પ્રમદાએ હસીને જવાબ આપ્યો "કેમ, એ તો તારા કાકા છે."

હવે તો ઘણી ઉતાવળ થવા લાગી. સામનના થેલા ગાડી ઉપર મુકાવવા માંડ્યા. રાવજી પોતાના શેઠની સાથે જવાને તઇયાર થયો. પ્રબોધે પ્રમદાની પેટી ઉઘાડીને પાંચસે રૂપિયાની નોટ સાથે રાખી. આટલી ઊતાવળમાં પણ તેણે પ્રમદા સાથે ઘટતી વાતચીત કરી લીધી અને ચાકરોને જે કંઇ કહેવાનું હતું તે પણ કહી દીધું, અને ગાડીમાં બેઠો. પ્રમદા પોતાના હાથમાં લીલાને લઇને બાહારના ઓરડા સુધી સાથે ગઈ. ગવરીશંકરે પાછી લીલાને બોકીઓ કીધી અને ગાડીમાં બેસી ગયો. રાવજી શેઠાણીની આજ્ઞા લઇને ગાડી ઉપર ચઢી બેઠો. તે લોકો મુસાફરીએ નીકળ્યા અને પ્રમદા ઉતરી ગયેલ મોઢે ઘરૂંમાં પાછી આવી.

# પ્રકરણ ૧૨ મું.

આફત આવી પડી ત્યારે બધી તરફથી સામટી. પ્રબોધચંદ્ર અને ગવરીશંકર ઉત્તર તરફ મુસાફરી કરતા હતા તેવામાં સુરતમાં પોતાને ઘેર એક ઘણો દુઃખદાયક બનાવ બન્યો. બન્ને ભાઈઓને ગયાને બે દહાડા થયા એટલામાં સુરતથી હરિશંકરનો કાગળ આવ્યો કે વસંતબાને મરડો થયો હતો અને તેમાં વળી તાવ પણ વચ્ચે લાગુ થયો હતો. વસંતબા માંદાં પડ્યાં ત્યારથી સુરતમાં તેને દાક્તરની તથા વૈદની દવા કરવા માંડી હતી પણ ઘણા દહાડા થયા અને કંઇ ફેર પડ્યો નહિ; પણ ઉલટી બિમારી વધતી ગઇ ત્યારે સગાંવહાલાંઓએ તથા પડોસીઓએ તેને દવા કરવાને મુંબઈ લઇ જવાની સલાહ આપી. હરિશંકરે પોતાના ભાઇને મુંબઇ કાગળ લખ્યો. પ્રમદા તો હરિશંકરનો કાગળ વાંચીને બહેબાકળી થઇ ગઇ. એતો દેખીતુંજ હતું કે સાસુજીને મુંબઈ એકદમ તેડાવવાં જોઇએ, પણ સુરત જઈને તેડી કોણ લાવે? તે મુંબઈ આવે પછી દાક્તરને કોણ બોલાવી લાવે, અને જોઇતું કરવું તથા ઓસડ વેસડ કોણ લાવે; આ બધા વિચાર કરીને તેના મનમાં ફિકર થઈ રહી. આખરે તેણે ગવરીશંકરના મિત્ર મુળશંકરને તેડાવવાનો વિચાર કીધો. આ જુવાન ઘણા સારા સ્વભાવનો હતો અને પ્રબોધચંદ્ર તેને ઘણું ચહાતો અને તેની નિશાળની ફી આપતો હતો એટલુંજ નહિ, પણ ગવરીશંકરનો તે ખાસ મિત્ર હોવાથી તેને વારંવાર જમવાને ઘેર તેડતો હતો. આમ તેનું વારંવાર ઘેર આવવું થતું એટલે પ્રમદાને અને તેને પણ સારૂં ઓળખાણ થયું હતું. અને પ્રમદા તેને પોતાના દીઅરજી તરીકે ગણતી હતી. મુળશંકર બીજા જુવાનીઆ જેવો સુધરેલા વિચારનો હતો એટલુંજ નહિ પણ "બ્રહ્મ સમાજ" નો (આ સમાજમાં એક બીજી વર્ણના લોકોમાં સાથે ખાવાપીવાની છોત રાખવામાં આવતી નથી અને ઈશ્વર નિરાકાર છે એમ માનવામાં આવે છે તેનો) અનુયાયી હતો, છતાં પણ આવી જરૂરની વખતે પ્રમદાએ તેને તેડાવવાનો નિશ્ચય કીધો.

બીજે દહાડે સવારના પહોરમાં પ્રમદાએ પોતાના જેઠ હરિશંકરને વસંતબાને તેડી લાવવાનો જવાબ લખ્યો અને ચાકરને મુળશંકરને તેડવા મોકલ્યો. તેને સંદેશો મળ્યો કે તરત તે પોતાનું કામ પડતું મુકી ગીરગામ ગયો. પ્રમદાએ તેને કહ્યું, "હું તને મારો દીઅર

ગણું છું, તેથી આ સંકટ સમે મેં તને મારી મદદે તેડચો છે. જો ઘરમાં પ્રબોધચંદ્ર અથવા ગવરીશંકર એ બેમાંનું કોઈ હોત તો હું તને તસ્દી આપત નહિ." મુળશંકરે જવાબ આપ્યો, "હું પણ તમને મારાં મોટાં ભાભી સમાન ગણું છું. તમે આવી રીતે પારકા આદમી સાથે વાત કરતા હો તે કરતાં ગવરીશંકર સાથે વાત કરો છો તેમ કરશો તો મને ઠીક લાગશે. પ્રબોધચંદ્ર અથવા ગવરીશંકર એ બન્નેમાંનું અહીંયાં કોઇ નથી તેથી તમારે ચીંતા કરવી નહિ. હું હોશીયાર દાકટરને અને જરૂર લાગશે તો દેશી વૈદને પણ તેડી લાવીશ અને દવાની સઘળી ગોઠવણ કરીશ. તમે એ બધી વાતથી નિશ્ચિત રહો."

પ્રમદાની મનને ધીરજ મળી. ચાર પાંચ દહાડામાં, હરિશંકર તેની માને તેડીને આવી પહોંચ્યો. તેની બન્ને બેહેન કમળાગવરી તથા મંગળાગવરી તથા ત્રીજાં અને ચોથાં ભાભી વેણીગવરી અને તુલજાગવરી પણ સાથે આવ્યાં હતાં. નહિ આવવામાં માત્ર વસુદા ભાભી હતાં. આ ઉપરથી પ્રમદા સમજી ગઇ કે હરિશંકરની મુંબઇ રહેવાની મરજી નહોતી. તે તો માને મૂકવાનેજ આવ્યો હતો. પ્રમદાનું મન જરા દુભાયું પણ તે નહિ ગણકારતાં વસંતબાને સ્ટેશન ઊપરથી ઊતારીને ઘેર તેડી લાવી. કમળાગવરી તથા મંગળાગવરી એ બન્ને નણંદોનો તેમજ વેણીભાભી અને તુલજાભાભી એ બન્ને દેરાણીનો ઘણો સત્કાર કીધો અને બીજા ઓરડામાં બેસાડચાં. ગવરીશંકરની બન્ને છોકરીઓને જરા હેતથી રમાડીને દાસીઓને સોંપી. લીલાને એકલાં રમવાની ટેવ પડી હતી. આ બધાં આવ્યાં કે તે જરા આશ્ચર્ય પામી કે આ કોણ હશે અને થોડી વાર તો શરમાઈ ગઇ: પણ છોકરાંઓ જરા વારમાં એક બીજા સાથે હળી મળી જાય છે તેમ લીલા પણ હળી ગઇ. કમળા અને મંગળાના હાથમાંથી તે વેણી કાકી અને તુળજા કાકીની પાસે ગઇ, એમ બધાંની સાથે માયા બાંધીને છોકરાંઓ તરફ દોડી; તે ભાગ્યું તુટ્યું બોલતી બધાં છોકરાંઓને પોતાની બિલાડી અને લાકડાંનાં છોકરાં બતાવવાને બીજા ઓરડામાં તેડી ગઇ.

આગલા ઓરડામાં પુરૂશો બેઠા હતા. તેઓએ વૈદ્યરાજને બોલાવવાનો નિશ્ચય કીધો તે પ્રમાણે મુળશંકર એક હોશીયાર વૈદ્યને તરત તેડી લાવ્યો. બે દહાડા થયા એટલે હરિશંકરે સુરત જવાની મરજી બતાવી; તેણે કહ્યું કે તે પોતાનાં કામકાજની વ્યવસ્થા કર્યા વીના આવ્યો હતો. પ્રમદા શું કરે? તેને તો કંઇ જવાબ આપવાનું

હતુંજ નહિ. હરિશંકર વસંતઆને પ્રમદા પાસે એકલાં મુકીને સુરત ચાલ્યો ગયો.

પ્રમદા અહોનીશ પોતાની સાસુ પાસે બેસી રહીને તેની ચાકરી કરતી, એ ખરી વાત; પણ ત્યાં બેઠાં બેઠાં ઘરમાં જે કંઇ ગોઠવણ કરવાની હોય તે કરવાને ચુકતી નહોતી. આટલા દહાડામાં, તેણે મુળશંકરની સલાહથી ઓછામાં ઓછા બસે રૂપયા ખર્ચ્યા. ઘરમાં બિમાર આદમી અને વળી તેની સાથે બીજાં બધાં આવેલાં એટલે કામ વધી પડ્યું. તેણે એક નવો ચાકર રાખ્યો; ગવરીશંકરની છોકરીઓને રમાડવાને એક દાસી રાખી; છોકરાંને સારૂ બપોરે દુધ જોઇયે તેનો બંદોબસ્ત કીધો, અને દરેક જણને સારૂ નવાં કપડાં કરાવ્યાં. ટુંકાણમાં ઘરમાં કંઈ પણ વાતની અગવડ હતી નહિ અને કંઇ પણ ચીજ જોઇયે તે નહિ મળે એમ પણ નહોતું.

સુરતથી જે બધાં આવ્યાં હતાં તે તો દરદીની નામનીજ ચાકરી કરતાં હતાં. તેઓ તો મુંબઇ પહેલીવાર આવ્યાં હતાં એટલે શેહેર જોવા જવાને ઘણાં આતુર હતાં. જો કોઇ ફેરીઓ બારણે બુમ પાડતો સંભળાય તો મંગળા તરત બારણે દોડતી જાય અને તેને ઘરમાં બોલાવે. આજે જાતજાતની બંગડીઓ તો કાલે કાચનાં પ્યાલાં; એક દહાડો ખોટાં મોતીનો છડો, તો વળી કોઈ દહાડો છોકરાંને સારૂ કાચનાં રમકડાં, એમ દરરોજ કંઈનું કંઇ લેવાનું હોયજ. આમ ખરીદવાને પૈસાતો જોઇએજ, અને પ્રમદા તેઓને જોઇતી ચીજો વેચાતી લેવાને કોઇ કોઈ દહાડો કમળાને અને વેણીગવરીને પાંચ રૂપિઆ આપે તો વળી કોઇ દહાડો મંગળાને અને તુળજાગવરીને ત્રણ રૂપિયા આપે. આટલું આપ્યા છતાં પણ બારણે કોઇ "લુગડાં સંધાવવાં છે?" એમ બુમ પાડે તો તે બધાં એમ સમજે કે ખાવાનું વેચાવવા આવેલું છે અને તરત બારણે દોડી જાય.

એક દહાડો પ્રમદાએ પોતાની નણંદો વિગેરેને શહેરજોવાને મોકલ્યાં. મુળશંકર તે બધાંની સાથે ગયો. ગાડી ઉપર બેસતાં પહેલાં તેણે બારણાં બંધ કીધાં અને પડદા જરા ઉઘાડા રાખવાનું કહ્યું—આટલું કહીને તે હાંકનારની સાથે કોચબાંક ઉપર ચઢી બેઠો. મુળશંકરે તે બધાંને સલાહ આપી તે કંઇ તેઓ માને એવાં નહોતાં. તે બધાંઓએ ગાડીના પડદા બંધ કરી દીધા એટલે શેહેર કેમ જોઇ શકે? બૈરાંઓને તો શેહેર જોવાનું મન એટલે મુળશંકરના કહ્યા પ્રમાણે કદાચ ચાલે. પણ છોકરાંઓ માને એવાં નહોતાં. તેઓ

વારંવાર પડદા ખેંચે અને ઉઘાડે અને જો બૈરાંઓ તેઓને અટકાવે તો રડે.

તેઓ શેહેર જોવાને નીકળ્યાં, અને કેવું સુંદર શેહેર તેઓએ જોયું! તેઓ ભુલેશ્વર આગળ પહોંચ્યા ત્યાં મહાદેવના દેહેરાંમાં દર્શન કરીને કાળકાદેવીને રસ્તે થઇ રાણીનો બાગ જોવા ચાલ્યાં. તેઓ માંહો માંહે વાત કરતાં જતાં હતાં કે આહ! કેવું સુંદર શેહેર છે! બન્ને બાજુએ ચચાર પાંચ પાંચ માળની કેવી સારી સુંદર હવેલીઓ આવેલી છે. કેટલી ગાડીઓ! બબે ઘોડાની ગાડીનો તો પારજ નહિ! વળી ટ્રામવેની ગાડીઓ પાંચ પાંચ મીનીટમાં એક પછી એક આવતી જાયછે. એક એક ટ્રામવેમાં કેટલાં આદમી! પચીસ પચીસ આદમીઓ એક ઘોડો કેમ ખેંચતો હશે! રસ્તામાં મુળશંકરે મામાદેવીનું તળાવ આવ્યું એટલે ગાડી ઉભી રખાવી બૂમ પાડી કહ્યું "આ મામાદેવીનું તળાવ, બૈરાંઓ એ તળાવમાં નાહવા આવે છે." તે બધાંઓએ મુળશંકરનું બોલવું સાંભળ્યું નહિ, કારણ કે તેઓનું ધ્યાન તો બન્ને બાજુની દુકાનો તરફ હતું. ડાબી બાજુએ જે બેઠાં હતાં તે તો તાંબાપીતળનાં વાસણની દુકાનો જોઇને અજાયબ થઈ ગયાં અને બોલ્યા, અરે! વાસણના તે ઢગલે ઢગલાજ! આ સાંભળીને બીજી બાજુના બેસનારાંઓ પણ તે બાજુએ જોવા લાગ્યાં. તેઓ વળી દુકાન ઉપર ગ્રાહકોની ગરદી જોઇને તે વિષે બોલવાં લાગ્યાં. રસ્તામાં ભુલેશ્વર મહાદેવમાં દર્શન કરીને મામાદેવી આગળથી પાયધોણી અને ત્યાંથી ભીંડી બજારમાં થઇને ગ્રાંટ મેડિકલ કોલેજ અને બાટલીવાળાની ઓસ્પિટલ આગળ આવી પહોંચ્યાં. મુળશંકરે ગાડી ઉભી રખાવી અને બધાંને ઉતારીને મેડિકલ કોલેજનું મ્યુઝિયમ (સંગ્રહસ્થાન) બતાવ્યું તથા હોસ્પિટલમાં ફેરવ્યાં. ત્યાંથી ગાડીમાં બેસાડીને ભાયખળાના સ્ટેશન આગળથી રાણીના બાગ આગળ બારોબાર ગાડી હંકાવી. ત્યાંનું સંગ્રહસ્થાન બતાવ્યું તથા તેની સામે આવેલી જુની એલ્ફિન્સ્ટન કોલેજ જેમાં નવી ટેકનીકલ ઈન્સ્ટિટ્યુટ કાઢવામાં આવી છે તે બતાવી અને જાત જાતનાં જાનવરો બતાવ્યાં. રસ્તે આવતાં ટ્રામવે કંપનીના ઘોડાઓને બાંધવાના તબેલા બતાવ્યા અને ત્યાંથી ગાડી પ્રિન્સેસ-ડાક (ગોદી) તરફ હંકાવી. ગોદીમાં ફેરવીને તેઓને વિલાયતની એક મ્હોટી આગબોટ બતાવી. થોડી વારમાં પાછાં તેઓને ગાડીમાં બેસાડી દીધાં અને કોટ તરફ ગાડી હંકાવી. ત્યાં એલ્ફિન્સ્ટન સર્કલ, ટંકશાળ, ટાઉનહોલ, એપોલો બંદર, પ્રિન્સ ઓફ વેલ્સનું પુતળું, નવી એલ્ફિન્સ્ટન કોલેજ, સાસુન મિકેનિક્સ ઈન્સ્ટિટ્યુટ, વોટસન હોટેલ, સેક્રેટરીએટ સર

કાવસજી જહાંગીર કોન્વોકેશન હોલ, રાજાબાઈ ટાવર, યુનિવર્સિટી લાયબ્રેરી, સેક્રેટરિયેટ ઑફિસ, હાઈકોર્ટ, મહારાણીનું પુતળું, તાર ઑફિસ, પોસ્ટ ઑફિસ, વિગરે સરકારી તેમજ બીજાં ખાનગી મકાનો ગાડીમાં બેઠાં બેઠાં ઉપરથી મુળશંકર બતાવતો ગયો. પછી બોરીબંદર આગળ ગેઈટિ થિએટર તથા જી. આઇ. પી. રેલ્વેનું મોટું સ્ટેશન બતાવીને જાફરસુલેમાનનું બૈરાં તથા છોકરાંને સારૂ નવુંજ બંધાયલું દવાખાનું બતાવી, સર જમસેદજી જીજીભાઇની આર્ટ્સ સ્કુલ આગળથી ક્રાફર્ડ મારકીટ તરફ ચાલ્યાં. થોડો વખત મારકીટમાં ફર્યા અને ત્યાંથી "શેઠ ગોકળદાસ તેજપાળ હોસ્પિટલ" આગળ થઇને "સેંટ ઝેવિયર કોલેજ તથા "એલ્ફિન્સ્ટન હાઈસ્કુલ" આગળથી બૈરાં તથા છોકરાઓને સારૂ નવી બંધાયલી "કામા હાસ્પિતલ" જોવા ગયાં. આ બધું જોઇને બધાં છક થઈ ગયાં. રસ્તે જતાં મુળશંકર ફલાણું આવ્યું, ફલાણું જોવા લાયક છે એમ કહેતો જાય પણ તેઓનું ધ્યાન નહિ હોય તેથી, અથવા ગાડીના અવાજથી સાંભળી શકતાં નહોતાં. વળી મુળશંકર કોઈ વખતે કંઈ કહે તો તેઓએ અડધું પડધું સાંભળ્યું હોય એટલે હસવા લાયક સવાલ કરે. આઘેથી પીછાંવાળી ટોપી પહેરેલા લશ્કરી અમલદારને દીઠો એટલે ગાડીમાંથી "અરે બાપા, આ કંઈ જાતનું પક્ષી છે? શું એનો ઘાટ !" એમ સવાલ કરવા લાગ્યાં. ગેઇટિ થિએટર રસ્તામાં આવેલું ત્યારે મુળશંકરે કહેલું "આ નાટકશાળા અથવા જાદુગૃહ છે, આ ઘરમાં જાદુના ખેલ થાય છે." અંદરથી અડધું પડધું સાંભળેલું એટલે કોઇ બોલી ઉઠ્યું "ભાઈ જાદુ કોને બોલાવેછે?" "કામા હોસ્પિતલ" જોઇને તેઓ "મરીન બરેલિયન" આગળ થઈને દરિયા કિનારે ચોપાટી ગયાં. સાંજનો વખત એટલે અંગ્રેજોની પુષ્કળ ગાડી જતી આવતી માલમ પડતી હતી. રસ્તામાં ખુલ્લી ગાડીમાં મડમો તથા અંગ્રેજોને સાથે ફરવા જતાં જોઇને માંહોમાંહે અનેક પ્રકારની વાતો કરવા લાગ્યાં. રસ્તામાં કોઈ અંગ્રેજ (ટોપીવાળા) ને ઉભેલો જોય તો તેઓના તો હાજાજ ગગડી જાય, અને કહે કે "આ તો 'સોલ્જર' હોવો જોઈએ;" આથી ગાડીમાં ગડબડ સડબડ થઇ રહે અને તે બાજુના પરદા ઉઘાડા હોય તે એકદમ દઈ દે. ચોપાટી આગળ મુળશંકરે ગાડી ઉભી રખાવી. તે નિચે ઉતર્યો અને કહ્યું "આ જગાએ જરા ગાડીમાંથી બહાર નીકળીને ફરો અહીંઆથી કોલાબા અને વાલકેશ્વરનાં નાકાં તથા કોલાબાની દીવાદાંડી દેખાય છે." તે બધાં ગાડીમાંથી ઉતર્યાં અને 'બોટે ફુટપાથ' ને નાકે પથ્થરની બેઠક ઉપર પાએક કલાક બેઠાં એટલે સમીસાંજ પડી અને પાછાં

ગાડીમાં બેઠાં અને ત્યાંથી બહારોબાર ગાડી ઘેર હંકાવી. આ પ્રમાણે આ મોજીલું ટોળું પુરા થઈ ગયું અને ઘેર આવ્યું ત્યારે પ્રમાદાના આગળ જે જોયેલું તેની વાત કરવા લાગ્યાં.

પ્રમદાના તો અડધા કલાકમાં વાત સાંભળીને કાન બ્હેર મારી ગયા. દરેક જણે રસ્તે જે જે જોયેલું તેની વાત કરે. કોઈ પીછાવાળા પક્ષી (લશ્કરી અમલદાર) ની વાત કરે, તો કોઈ ગંગાગવરીના જેવી છોકરી જોયેલી તેની વાત કરે. પણ મુળશંકરે જે ખરૂં જોવા જેવું બતાવેલું તે તો લક્ષમાં લીધેલુંજ નહિં એટલે તે વિષે તો કહીજ શું શકે? પ્રમદાએ બન્ને નાની છોકરીઓને ખોળામાં લઈને રમાડી અને હેતથી નાના પ્રકારના પ્રશ્નો કીધા પણ તેઓ શું જવાબ આપી શકે? તેઓને બોલવાનું ઘણું મન થાય પણ એટલું બધું જોયલું કે તે સમજાવી શક્યાં નહિ. પેલી બધી શોખીન સ્ત્રીઓએ તો શેહેર જોવામાં મઝા મારી, પણ પ્રમદાને કંઈ રાત દિવસ નિરાંત વળે નહિ. તેની સાસુ તો મરવા પડી હતીઃ તેને ઓસડ વેસડ કરવામાં અને પુષ્ટિકારક ખોરાક આપવામાં કંઈ બેદરકારી જોવામાં આવતી નહિ. મુંબઈના સૌથી પ્રખ્યાતમાં પ્રખ્યાત દાક્તરોની તેને દવા થતી, પણ ઓસડથી કંઇ ફાયદો માલમ પડતો નહોતો. કેટલાએક રોગોમાં તો કંઇ આશા અને ભય રાખવામાં આવે, પણ આ રોગમાં તો જે વધારે દહાડા કાઢે તે રીબાવાનેજ. વસંતબાનો કંઈ પ્રમદાને માટે ઘણો સારો મત નહોતો, તેણે કંઇ પોતાની ખુશીથી મુંબઈ આવવાની હા કહી નહોતી, એતો આખરે આ બધાં તેની મરજી ઉપરાંત એને મુંબઇ લાવ્યાં હતાં. એક તો વસંતબાનો મીજાજ જરા વારમાં તપી જાય એવો હતો, તેમાં વળી એ માંદી પડી, એટલે પૂછવાનુંજ શું રહ્યું? તે તો ફિકરમાં ગરક થઇ ગઈ. તેનો સ્વભાવ પહેલા કરતાં પણ વધારે ચીડીયો થઇ ગયો હતો. હમેશાં તે બધાંને ધમકાવતી હતી, પણ તેનો ઘાંટો બેસી ગયો હતો, તેથી તેના મોઢા નજદીક કાન ધરે નહિ ત્યાં સુધી તે શું કહેતી તે કોઈથી સંભળાતું નહોતું, અને જો એની મરજી મુજબ કામ નહિ થાય તો તે ગુસ્સે થાય, માથું કુટે અને "ભોગ કરમના" એમ બબડે. આ કારણને લીધે પ્રમદા શિવાય બધાં વસંતબાના ઉપર ખીજવાયલાં હતાં. કમળાગવરી તો કોઈ કોઈ વાર તેના મોં પર કહે કે "તું તો મરશે ત્યારે તારી ખટપટ ઓછી થશે." એમ કહીને તેને એકલી પડી રહેવા દે અને પોતે ત્યાંથી રસ્તો માપી જાય. ઘરમાં જે બધાં હતાં તેમાં પ્રમદા હમેશાં તેની સાસુની સેવા કરવામાં તત્પર રહેતી, તેથી સાસુ બોલે કે તેને કહેવાનું મનમાં હોય તે તે તરત સમજે અને તે પ્રમાણે વર્તે.

સાસુજી કોઇવાર વહાલથી કહે કે "પ્રમદા તું શાણા ગૃહસ્થની દીકરી છે અને તું મારે ઘેર આવી એ મારૂં મોટું નસીબ, નહિ તો જો એ લોકોનાં હાથમાં મારી બરદાસ્ત લેવાનું કામ હોત તો હું ક્યારની પહોંચી ગઇ હોત."

પ્રમદા દહાડો અને રાત પોતાની સાસુની ચાકરી હોંશીઆરીથી કરતી હતી. એક આખું અઠવાડિયું વહી ગયું, દસ દહાડા થઇ ગયા, પણ પ્રબોધચંદ્ર તરફની કંઇ ખબર મળી નહિ.

---

## પ્રકરણ ૧૩ મું.

એ અરસામાં પ્રબોધ અને ગવરીશંકર એ બે ભાઇઓ અજમેર આવી પોહોંચ્યા. ત્યાં પોહોચ્યા ત્યારે મધરાત થઇ ગઇ હતી. રાત ઘણી અંધારી હતી અને સ્ટેશનથી જવાનું ઘણુંજ આઘું હતું. મજુરની સલાહ માનીને પાસે એક બંગાલી ગૃહસ્થ રહેતો હતો તેનાં બારણા ઠોક્યાં. ઘણી બુમો પાડી ત્યારે તેણે બારણાં ઉઘાડચાં, પણ તે લાલા કનૈયાલાલના ઘરની બાતમી આપી શક્યો નહિ. પ્રબોધચંદ્રે રાતની રાત તેને ત્યાં સુવા દેવાની વિનંતી કીધી પણ તેણે ચોખ્ખી ના કહી.

આખરે મજુરની સલાહ પ્રમાણે ધર્મશાળામાં ગમે તેમ તે રાત કાઢવાનો નિશ્ચય કીધો. આ મુલકમાં ધર્મશાળા અને ઉતારા ઘણી જગ્યાએ જોવામાં આવેછે. રાજા રજવાડાઓ અથવા તાલેવંત ગૃહસ્થ આવા ઉતારા બંધાવેછે. તમે ત્યાં ઉતરો, રાંધો, ખાઓ અને બે ત્રણ પૈસા આપો તો ભાગો તુટો ખાટલો તથા ફાટી તુટી પથારી એક રાત સુઇ રહેવાને મળે. પણ સામાન તપાસવાની તમને ઘણી કાળજી રાખવી પડેછે.

પ્રબોધચંદ્ર મુસાફરીથી કંટાળી ગયો હતો, અને વળી બે ત્રણ દિવસ થયાં વખતસર ખાવાનું ઠેકાણું પણ નહોતું. આવી મોડી રાતે રાંધવાનું પણ ફાવે એમ નહોતું. બન્ને ભાઈઓ બે ખીછાનાં ભાડે લઈ આરામ કરવા પડ્યા ને થાકને લીધે ભર ઊંઘ આવી ગઇ.

આવતાંવારનેજ રાવજીએ જરા ખાવાને કાલાવાલા કીધા પણ બન્ને ભાઈઓએ માન્યું નહિ. બન્નેને તો ઊંઘ જલદી આવી ગઈ.

રાવજીએ કંઈ વધારે સવાલ પૂછ્યા નહિ. પ્રબોધચંદ્ર થાકેલો પાકેલો હતો તેણે ખભેથી કાઢીને પોતાની નહાની કોથળી રાવજીને આપી ઊંઘી ગયો. બીચારા રાવજીની આંખ મીંચવાની પણ હિમ્મત ચાલી નહિ, કારણ કે તેના શેઠ બધું તેને સોંપીને સુતા હતા. પ્રબોધચંદ્રના શરીર ઉપરથી કપડાં અથવા મોઢા ઉપરથી ઓઢવાનું ખસી જાય તો રાવજી ઠીક કરે.

રાવજીએ આમ રાત ગાળી. પ્રબોધચંદ્રને ખબર નહોતી કે રાવજી તેની માની માફક તેની સંભાળ લેતો હતો. બીજે દહાડે સવારના પોહોરમાં બન્ને ભાઇઓ ઉઠયા, દાતણ પાણી કીધું અને સામાન સરંજામ બાંધવા લાગ્યા.

લાલા કનૈયાલાલને ત્યાં જવાનો હવે વખત થયો. ધર્મશાળાના રખેવાળને તેના ભાડાંના પૈસા આપવાના વિચારથી પ્રબોધચંદ્રે રાવજી પાસેથી ચામડાની બેગ (કોથળી) લીધી; તેને ઉઘાડીને જોઈ તો અંદર પૈસાની થેલી મળે નહિ! એતો સ્તબ્ધજ બની ગયો. પેહેલાં તો તેણે રાવજીની સામા જોયું, પછી પોતાના ગજવાં ખોળ્યાં, અને લુગડાંની પેટી અને થેલા ખોળ્યા, પણ પૈસાની થેલી કંઇ જડી નહિ. આખરે તેને યાદ આવ્યું કે રાતના ઉતારામાં આવ્યાં પછી મજુરોને આપવાને ત્યાં થેલી કાઢી હતી તે પાછી મુકવાની રહી ગયેલી એમ તેને લાગ્યું.

રાવજીએ તે વખતે તે દીઠી નહોતી. આખરે એમ નક્કી થયું કે એકાદ હેલકરીએ અથવા પોરટરે લઇ લીધેલી હોવી જોઇએ. ધર્મશાળાના કોઈ આદમીએ તો લીધેલી નહિજ, કારણ કે રાવજી આખી રાત જાગતો હતો. હેલકરી અથવા પોરટરનું નામ ઠામ કંઇ ખબર નહોતું વળી તે લોકોને અંધારી રાતના એકવાર જોયલા તે દિવસે ઓળખી કાઢવા એ પણ મુશ્કેલ. હવે કરવું શું? પાંચસેં રૂપિયાની નોટો પણ એ થેલીમાં હતી. તે તો વાત ઘેર ગઈ પણ ધર્મશાળાના રખેવાળને ભાડું ક્યાંથી આપવું? વધારે શોધતાં ગવરીશંકરની પાસેથી થોડાએક પૈસા નીકળ્યા તેમાંથી પેલા લોકોનો હિસાબ ચુકવી આપ્યો, ત્યારે ત્યાંથી નીકળવા પામ્યા. લાલા કનૈયાલાલનું ઠેકાણું તે લોકોને મળ્યું પણ તેને ઘેર આવ્યા ત્યારે ખબર થઇ કે જેની શોધમાં તેઓ ત્યાં ગયા હતા તે તો પોલીસની બીકથી નાસી ગયો હતો. એક બ્રાહ્મણ ગૃહસ્થે તે લોકોને આવા દુઃખમાં જોઇને ઉતારો

આવ્યો. બેઠાં બેઠાં પ્રબોધચંદ્રે પાંચસો રૂપિયાની ચોરી થઇ હતી તેનો બધો હેવાલ કહ્યો અને જટાશંકરની તલાસ કીધી. આ વખત રાવજી બીજાજ કામમાં ગુંથાયલો હતો. તેણે પોતાના શેઠને ઘણી આફતમાં દીઠા અને જોયું કે તેની પાસે ખરચને સારૂ ફુટી બદામ નથી; વળી જેને શોધવા આવ્યા તે પણ મળ્યો નહિ; તેથી પ્રબોધ જેવો આબરૂદાર ગૃહસ્થ વગર ઓળખીતા પારકા માણસ પાસે પૈસા ઉછીના લેવાને ઘણો સરમાશે એમ તેનું લાગ્યું. આ ઉપરથી પ્રમદાની આપેલી એક સોનાની ગેણી જે તેની માળામાં બાંધી હતી તે તેણે વેચવાનું નક્કી કીધું. તરતજ તે કંઈ કામનું બહાનું કાઢીને બહાર ગયો અને થોડીવારમાં તે ગેણી વેચીને તેના ચૌદ રૂપિયા લઇને પાછો ઘેર આવ્યો. ગવરીશંકર તો હજુ નાદાન હતો, તેને દુનિયામાં આવા દુઃખનો કોઇ દાહાડો અનુભવ મળ્યો નહોતો, અને તેનું મોહું ઉતરી ગયું હતું. તે પોતાના ભાઇઓની અગણિત દુઃખની ફીકરમાં ગરક થઇ ગયલો બાજઠ ઉપર બેઠો. રાવજીએ તેની પાસે આવીને ચૌદ રૂપિયા ક્યાંથી લાવ્યો તે વાત કહીને તેના હાથમાં રૂપિયા મુક્યા.

પ્રબોધચંદ્રે પેલા ગૃહસ્થને પોતાનું દુઃખ કહ્યું અને એમ આશા રાખી કે ખર્ચ જોગા પૈસા ધીરવાનું તે પોતાની મેળે કહેશે. પણ તેના ચેહેરા ઉપરથી તેની આવી દાનત જણાઈ નહિ, તેથી પ્રબોધની તેની પાસે માગવાની હિમ્મત ચાલી નહિ.

જટાશંકરની બાબતમાં તો એને એટલીજ ખબર પડી કે મારામારીના કામમાં એને કેદ કરવામાં આવેલો છે. જટાશંકરે આવો ગુન્હો કીધો એ વિષે પ્રબોધને અતિશય લાગ્યું.

જટાશંકરની બાબતની તજવીજ કરવાની વાત તો જુદીજ હતી. હમણાં પૈસા વગર અગાડી પગલું ભરાય એ તદન અસંભવિત હતું, તેમ પ્રબોધ ઉછીના પૈસા માગી શક્યો હતો નહિ. તે ગવરીશંકરની પાસે આવ્યો કે ગવરીશંકરે પેલા રૂપિયા તેના હાથમાં મુકયા અને રાવજીએ કહેલી વાત કહી. પહેલાં તો પ્રબોધનો વિચાર રાવજીને કોટી કરવાનો હતો પણ તેમ નહિ કરતાં તેની સામે આભારમય દૃષ્ટિએ જોયું. આ પૈસા મળવાથી તેનું મન શાંત થયું.

પ્રબોધ જમ્યા પછી જટાશંકરના કામની તજવીજ કરવાને નિકળ્યો. જટાશંકર ઉપર જે ગુન્હો મુક્યો હતો તે વિષેનાં કાગળીઆંઓની ખરી નકલ મેળવ્યા પછી સાંજના તે પાછો આવ્યો. વાત એમ બની હતી કે બહાર ગામના કોઈ પરદેશીના ઘર આગળ કેટલાએક બ્રાહ્મણો

એકઠા થઇને મોજમઝા કરતા હતા. તે લોકો દારૂ પીને એટલું બધું હુલ્લડ કરતા કે તે ઘરના લોકોથી રહી શકાય નહિ. આ ઘરના લોકોએ પેલા છાકટા લોકોની ગાળો ઘણીવાર સહન કીધી હતી. આખરે એક વાર તે લોક મારામારી પર આવ્યા. પેલા છાકટાઓ આનું વેર લેવાને તેના પડોસીના ઘરમાં જોર જુલમથી દાખલ થયા અને ઘરધણીને માર્યો તો માર્યો પણ બૈરાંઓના ઓરડાઓમાં ધુસી ગયા, અને તે બીચારાની કેટલીએક જણસો પણ તફડાવી ગયા. પેલાએ ફરિયાદ માંડી. તે કુટુંબનાં લોકો એક જણનેજ ઓળખી શક્યાં, પણ ફરિયાદી કરનારે જટાશંકરને હમેશ પેલા આદમીની સોબતમાં જોયલો અને જ્યારે પેલા છાકટાઓએ અપમાન આપેલું ત્યારે તે ટોળામાં પણ એ હોવો જોઇએ એમ લાગેલું તેથી જટાશંકરને પણ તોહમતદારોમાં દાખલ કીધો. આ ગુન્હાને માટે જટાશંકરને કેદની તથા દંડની શિક્ષા થઇ હતી. દંડ નહિ ભરાયો તેથી સજા વધારે થઇ. પ્રબોધને લાગ્યું કે જટાશંકરને લુલા પુરાવા ઉપર સજા કીધી હતી. આ મારામારી વખતે તે ત્યાં હાજર હતો તેનો કંઇ ખુલ્લો પુરાવો નહોતો; ઉલટો એવો પુરાવો હતો કે, તે વખતે તે ઘેર હતો; પણ ચોરાયલી ચીજમાંની કંઇક વસ્તુ તેના સામાનમાંથી નીકળી તેટલા શકથી તેને સજા કરવામાં આવી હતી, અગરજો તેના કબજામાં ચોરાયલી ચીજ શી રીતે આવી તે બાબતનો તેણે ખુલાસો કીધો હતો અને તે ખરો લાગતો હતો. તેણે સાક્ષી આપી હતી કે હુલ્લડખોરોમાંનો એક તેના ઘરમાં સંતાઇ ગયો હતો, અને તે ચોરેલી ચીજ ત્યાંજ રહેવા દઇને નાસી ગયો હતો.

આ બાબતનો પુરાવો મળ્યો હતો પણ ન્યાયાધિશે તે સાહેદીઓના બોલવાપર વિશ્વાસ રાખ્યો નહિ. પ્રબોધચંદ્રે અપીલ* કરવાનો એકદમ નિશ્ચય કીધો.

બીજે દહાડે સહવારમાં જેલર (તુરંગના ઉપરી) ની રજા લઇને પ્રબોધ જટાશંકરને મળ્યો. મોટા ભાઇને જોઇનેજ જટાશંકરે પોતાનું માથું નીચું ઘાલ્યું અને રડ્યો. પ્રબોધને કેટલું દુઃખ લાગ્યું તેનું મન જાણે.

જેલ (તુરંગ) માંથી જતી વખત તો પ્રબોધે અલ્હાબાદ જઇને અપીલ કરવાનો નિશ્ચય કીધો હતો, પણ કેસ ચાલતાં કેટલા દહાડા થશે

* અપીલ—નીચલી કોર્ટના હુકમથી અસંતોષ થવાથી ઉપલી કોર્ટ આગળ નીચલી કોર્ટના ઠરાવ સામા અરજી કરવી તે.

તે તે નક્કી કરી શક્યો નહિ. વળી પોતાનાં મુંબઈનાં કામ એટલા બધા દહાડા મુલતવી રખાવી શકાય પણ નહિ. જો જરૂરીયાત જેટલાં નાણાંની ગોઠવણ કરી શકે તો બીજો વકીલ કરીને ગવરીશંકરને તે કામ સોંપીને પોતે ઘેર જઇ શકે. પણ પૈસા લાવવા ક્યાંથી? ઘડીકમાં પ્રમદાને નાણું મોકલવાનું લખ્યું એમ વિચાર કરે, વળી પાછો એમ વિચાર લાવે કે એ ક્યાંથી લાવશે, ને કેમ મોકલશે? આખરે જયપુર શેહેરમાં તેનો એક પૈસાદાર મિત્ર હતો તે યાદ આવ્યું, અને તેની પાસેથી રૂપિયા ઊછીના લેવાનો ઠરાવ કીધો. આ બધી ઊતાવળ અને ઘભરાટમાં તેને આટલા દહાડામાં પ્રમદા ઉપર કાપલી કાગળ લખવાનો અવકાશ મળ્યો નહોતો. હમણાં તેણે તેને સવિસ્તર પત્ર લખ્યો અને તેમાં જયપુર શેહેરના પોતાના મિત્રનું ઠેકાણું લખ્યું કે જવાબ ત્યાં લખે. તેજ દહાડે મળસકામાં તે ગયો અને ત્યાં ગોઠવણ કરી અલ્હાબાદ ગયો. એટલામાં પ્રમદાનો જવાબ આવ્યો તે જયપુરમાં ચાર પાંચ દહાડા પડી રહ્યો, કારણ કે પ્રબોધનો મિત્ર બહાર ગામ ગયો હતો.

પ્રમદાનો કાગળ પ્રબોધને મળ્યો ત્યારે પોતાની માની માંદગીની ખબરથી તે વાકેફ થયો. આ વખત એને એમ ખબર મળી હતી કે જટાશંકરનું કામ બેત્રણ દિવસમાં નીકળશે, પણ તેટલા દહાડા રહેવાની તેની ધીરજ રહી નહિ તેથી મુકર્દમો બે સારા વકીલને સોંપી ગવરીશંકર અને રાવજીને ત્યાં રહેવા દઈ પોતે મુંબઈ જવાને નીકળ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

પ્રમદાની સાસુની બીમારી ઘણીજ વધી હતી. પ્રમદા દરરોજ સુકાતીજ જતી હતી. તેનામાં પ્રબોધના પાછા આવ્યા પછી જીવ આવ્યો. હવે તે બમણા ઉલ્લાસથી સાસુની સેવા કરવા લાગી. પ્રબોધચંદ્ર મુંબઈમાં નહોતો તેથી હરિશંકર સુરત જઇને પોતાના કામકાજનો બંદોબસ્ત કીધા પછી મુંબઇ પાછો આવ્યો હતો. દરદીની આશા નહિ હોવાથી દાક્તરોએ જોવા આવા બંધ કીધું.

પ્રમદાને, થોડીક મુદત વિત્યા બાદ ગીરગામના આડોસી પાડોસીએ તેમજ બીજા ન્યાતીલાઓએ વસંતબાને ગોદાન વિગેરે કરા-

વવાની સલાહ આપી. મહાનંદપંડયા ઘણા માંદા હતા અને મરવાને થોડા દહાડા રહ્યા હતા ત્યારે તેણે સુરત જઈને સગાંવહાલાં અને નાતના લોકો સમક્ષ દેહ છોડવાની ઇચ્છા બતાવી હતી. વસંતબાની મરજી વાલકેશ્વરમાં ગંગા આગળ દેહ મુકવાની હતી. આ સારૂ ગોઠવણ કરવામાં આવી. વાલકેશ્વર એની સાથે કોણે રહેવું, રાતના એને કોણે સાચવવી, એને સારૂ કોણે રાંધવું એ બધું વિચારવાનું હતું. પંડયાજી મરી ગયા ત્યારે દલગીરી ફેલાઈ હતી તેટલી હમણાં જણાતી નહોતી.

મોટાં પુખ્ત ઉમરનાં એમ બોલે કે "ડોસીના દહાડા પૂરા થયા. અરે! કેવી ભાગ્યશાળી કે છોકરાં અને છોકરાંનાં છોકરાંની વાડી મુકીને મરે છે!" કમળાગવરી કોઈ કોઈવાર પોતાની માના ઓરડામાં જાય અને રડે—કોઇવાર તેના મોં આગળ બેસીને "મા, મા!" બૂમ પાડે. મા કંઈ બેભાન નહોતી પણ તેનામાં બોલવાની તાકાત નહોતી તેથી તેને મૂગા રહેવાનું ઈસારે સમજાવતી. આજે કમળાની સાથે બે વહુવારૂઓ પણ રડયાં.

પ્રમદા બહુ ઉદાસ દેખાઈ. પ્રબોધ પોતાની માની પાસે રાત દહાડો બેસે. તેની મા કોઈકવાર ઘણેજ ધીરે અવાજે તેનું નામ દઈને બોલાવે, અને તેનો હાથ ઊંચકીને પોતાની છાતી ઉપર મુકે.

હરિશંકર તેની માની પાસે આવીને તેને નામ દઇને બોલાવીને "મા, મા!" કરીને ચોધાર આંસુએ રડે. બધાંએ વસંતબાને વાલકેશ્વર લઈ જવાનો નિશ્ચય કીધો. ત્યાંની એક ધરમશાળાની પ્રમદાએ રજાચીઠ્ઠી મંગાવી. ત્યાં બારોબાર બંદોબસ્ત કરાવ્યા પછી સાસુજીને તેડી જવાનો વિચાર કીધો. સાસુજીને સારૂ એક મીઆનો મંગાવ્યો તે મીઆનામાં તેને સુવાડીને વાલકેશ્વર રવાને કીધાં. બૈરાંઓને સારૂ એક ભાડાનો શીગ્રામ મંગાવ્યો હતો. કમળા, મંગળા અને તુળજાગવરી રડતાં રડતાં ઘરમાંથી બાહાર નીકળ્યાં. તે બધાંઓને તેમાં બેસાડીને ગાડી હંકાધી. હરિશંકર, પ્રબોધચંદ્ર અને મુળશંકર પછાડીથી ચાલતા ત્યાં જઈ પહોંચ્યા. પ્રમદા તથા તેની દેરાણી વેણીગવરી છોકરાંની જંજાળને લીધે હાલ ઘેરજ રહ્યાં; તેઓ પછીથી ત્યાં જઇ પહોંચ્યાં. વાલકેશ્વરની ધરમશાળામાં એક સ્વચ્છ ઓરડામાં વસંતબાને સુવાડયાં હતાં અને

વારાફરતી બધાં તેની પાસે બેસીને સંભાળ લેતાં હતાં. ઘરડાંનો મંદવાડ બહુ લાંબો હોય છે. ત્યાં તેની તબીઅત જરા સુધરતી ગઈ પણ તેથી કંઇ તે સારી થશે એમ સમજવાનું નહોતું. તેની બિમારી એવી હતી કે તે ક્યારે મરશે તે કોઇથી કહી શકાયજ નહિ—આજે પણ મરે અને વખતે છ મહિના પણ કાઢે. છઠ્ઠે માતમે દહાડે જટાશંકર અને ગવરીશંકર મુંબઈ આવ્યા. તેઓ ઘેર ગયા ત્યારે ઘરમાંથી ચાકરે સઘળી હકીકત કહી કે લાગલા વાલકેશ્વર ગયા. તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે વસંતબાને પુણ્ય કરાવીને નવડાવીને ભોંય નાખવાની તયારી થઇ રહી હતી. "શ્રી રામ! શ્રી રામ!" નો અવાજ સાંભળીને બન્ને જણના ટાંટીયા ભાંગી ગયા. બન્ને જણે ત્યાં જઈને વાંકા વળીને "મા! મા!" એમ પાડી પણ માએ આંખ બંધ કીધી હતી તે ઉઘાડી નહિ. હરિશંકર બોલ્યો "જો બા, જટાશંકર અને ગવરીશંકર આવ્યા છે;" પણ તે તો બેભાન થઈને પડી હતી તે શું થાય છે અને શું નહિ તેનું તેને ભાનજ શાનું હોય? ધીરે ધીરે શ્વાસ ચાલતો બંધ થયો, હાથ પગ થંડાગાર થઈ ગયા અને જોતાં જોતાંમાં તેણે ડોળા ઉંચે ચઢાવી દીધા અને પ્રાણ મુક્યો. નાત જાતના રિવાજ પ્રમાણે તેને અબોટ કરીને ભોંય નાખી. ઘરમાં રડારોળ થઇ રહી. કમળા છુટે ચોટલે, "મા, તું મને કોની પાસે મુકી જાય છે," એમ ઘાંટા પાડવા લાગી. મંગળા અને તેની ભોજાઇઓ રડવા બેઠી. જટાશંકર તો આજે દલગીરીમાં ગરકાવ થઈ ગયો હતો, કારણ કે તે માની સાથે અણબનાવ કરીને ઘરમાંથી જતો રહ્યો હતો. હવે તેણે કોને શરણે જવું? તેણે કોની પાસે માફ માગવી! તેણે પોતાની દુર્દશા અને કેદખાનાનું કોના આગળ વર્ણન કરવું? ના, એની માએ એના સામું એક પણ વાર જોયું નહિ. એક પણ શબ્દ બોલી નહિ તે તો તેને મુકીને હમેશાને માટે ગઇ.

અરે, બિચારા કમનસીબ જટાશંકરને આ દુનિયા ઉપર કોઇનો આસરો રહ્યો નહિ. તે વ્યર્થ કરગરવા લાગ્યો. "તું જતા પહેલાં એક બોલ તો બોલ, મા, તું મરતા પહેલાં તારા દુષ્ટ છોકરાને ક્ષમા કર, ક્ષમા કર." થોડીવારમાં ડાઘુઓ અને સગાં વહાલાં એકઠાં થયાં. સ્ત્રીઓ રડવા કુટવામાં ગુંથાઈ. ડાઘુઓએ ઠાઠડી તૈયાર કરી અને સ્મશાનમાં મુડદાને બાળી આવ્યા. તેઓએ થોડીવાર થાક ખાધો અને પોતપોતાને ઘેર વિદાય થયા. હરિશંકરે કમળા

વિગેરેને યુક્તિથી સમજાવીને અને વખત બેવખત ધમકી આપીને રડતાં રાખ્યાં. બૈરાંઓને ભાડાંની ગાડી કરીને ચાકરની સાથે ગીરગામ વિદાય કીધાં અને વાલકેશ્વરમાં મરનાર પાછળ જે ક્રિયા કરવાની હતી તે કરી રહ્યા પછી બધા ભાઈઓ પણ ઘેર આવ્યા.

પછીથી બધાંએ એકઠાં મળીને મરનારની પાછળ શ્રાદ્ધ વિગેરે જે ક્રિયા કરવામાં આવેછે તે વિષે વિચાર કીધો.

બે દહાડા પછી હરિશંકર અને ગવરીશંકર, કમળા વિગેરેને તેડીને સુરત પાછા ગયા. શ્રાદ્ધની ક્રિયા કરવામાં જે સરસામાન જોઈએ તે લેવાને પ્રબોધ અને જટાશંકર મુંબઈ રહ્યા. પ્રમદા પોતાના પતિની સાથે સુરત જવાને હાલ મુંબઈજ રહી એ કહેવાની કંઈ જરૂર નથી. મંગળા પણ પોતાની પ્રમદા ભાભી પાસે રહી, કારણ કે તેનો વિચાર પ્રમદા સાથે જવાનો હતો.

## પ્રકરણ ૧૫ મું.

પ્રબોધની માની વરસી વાળ્યાને ઘણા દહાડા થઈ ગયા. મંગળા પ્રમદાના સાથે રહેવાને મુંબઇ આવી. કમનસીબ બીચારી મંગળા, તેની માના મરી ગયા પછી થોડા દહાડામાં વિધવા થઇ, ત્યારથી તે સાસરે જતી નહોતી પણ પોતાને પિયેરજ રહેતી હતી. કુટુંબના બીજાં બધાં સુરતજ રહેતાં હતાં. જટાશંકર પણ સુધર્યો તેથી તે પોતાના ભાઈ હરિશંકરની સાથે એકજ ઘરમાં રહેતો હતો. વળી પાછા પ્રબોધચંદ્રના દહાડા પહેલાંની માફક સુખમાં જતા હતા. તે પોતાની બેહેન મંગળાને શિખવવાને કાળજી રાખતો હતો. મંગળાને ગુજરાતી તેમજ અંગ્રેજીનું ઘણું સારૂં જ્ઞાન હતું અને કેટલીએક મિશનરી સ્ત્રીઓની પાસેથી હારમોનિયમ તથા પીયાનો વગાડતાં પણ શીખી હતી.

લીલા ચાર વર્ષની થઈ. ઉમરો ઓળંગતી વખત અથવા તો કોચપરથી ઉતરતી વખત પહેલાં તેને ઝાલવી પડતી હતી તેમ હવે કરવું પડતું નહોતું. તે એકલી અંદરના અને બહારના ઓરડામાં ફરતી હતી તથા પડોસીને ઘેર પણ એકલી જતી હતી.

પ્રબોધચંદ્રનો દહાડો પાછો ચઢતો આવ્યો અને એને ઘેર બધી વાતનું સુખ હતું. વળી પોતાની આવકમાં પણ વધારો થવાથી તેણે પોતાને ઘેર એક ગાડી રાખી હતી.

પોતાની બહેન મંગળા રંડેલી તે શિવાયનું બીજું કંઈ પણ દુઃખ પ્રબોધને હતું નહિ. તે અને પ્રમદા જ્યારે એકલાં હોય ત્યારે ઘણું ખરૂં આ વાત કરે. તે બન્નેનો વિચાર વખત આવે ત્યારે મંગળાના મુળશંકર સાથે પુનર્લગ્ન કરાવવાનો હતો. મુળશંકર કંઈ કોઇને અજાણ્યો નહોતો; મંગળાને પહેલાંનું તેની સાથે ઓળખાણ હતું. તે ઉપરથી તે જ્યારે ઘેર આવતો હતો ત્યારે એક બીજાં કેવી રીતે વર્તતાં હતાં તે પ્રમદા જોતી હતી. મુળશંકરને મંગળા ઉપર ઘણું હેત હતું એમાં તેને શક લાગ્યો નહિ. પણ મંગળાની વૃત્તિ તેના ઉપર એટલી બધી ખુલ્લી માલમ પડતી નહોતી. પ્રમદા મંગળાના આગળ લગ્નની વાત કાઢે કે તે બેચેનીથી પોતાનું માથું નિચું ઘાલે. આથી તેના મનની એકદમ પરીક્ષા થતી નહોતી.

આ બાબત આમ ગોટાળામાં હતી એવામાં એક મોટી આફત આવી પડી. પ્રમદાને દહાડે ઊંઘવાની ટેવ નહોતી, પણ એક દહાડો કમનસીબે, જમ્યા પછી સુતી સુતી વાંચતી હતી એટલામાં ઉંઘ આવી ગઈ. ચાકરડીઓ લીલાને પોતાની શેઠાણી પાસે મુકીને, ન્હાવા ધોવા ગઇ હતી. લીલા પોતાનાં નાનાં રાંધવાનાં રમકડાંવતી ઓરડાના એક ખુણામાં રમતી હતી. પ્રમદાની આંખ મળી ગયાને અડધો કલાક તો થયો નહિ એટલામાં જાગી. ઉંઘમાંથી ચમકી ઉઠીને આજુબાજુ જોયું તો લીલા તે ઓરડામાં મળે નહિ. તેણે "લીલા, લીલા!" બુમ પાડી પણ લીલાએ તે બુમ સાંભળી નહિ. પ્રમદા ઓરડામાંથી બહાર આવી અને દાસીઓને પુછ્યું, "લીલા ક્યાં છે?" તેઓએ જવાબ દીધો કે, "ઓરડામાં." તે આખું ઘર શોધી વળી, પણ કંહિ લીલા જડે નહિ; ત્યારે લીલા રાવજી પાસે હોય તો તે તજવીજ કરવાનો તેઓને હુકુમ કીધો, પણ તજવીજ કરતાં માલમ પડ્યું કે તે તેની પાસે પણ નહોતી. પછી તો બધે રડારોળ થઈ રહી. દાસીઓ જમતી જમતી ઉઠી, રાવજી જમવાનું પડતું રહેવા દઇને દોડ્યો. બધી બાજુએથી લોકો દોડી આવ્યા. આડોસી પાડોસીઓનું ટોળું પણ એકઠું થયું, અને શોધા-

શોધ થઈ રહી, પણ લીલાનો પતો મળ્યો નહિ. પાછી તેના મનમાં ચટપટી થઈ તેથી દરેક ઓરડામાં ફરી વળી.

આ દરમિયાનમાં લીલાની બિલાડી જે ઘણીજ ઉદાસ દેખાતી હતી તે બારી આગળ દોડતી અને પાછી ઓરડામાં આવતી હાંફળી ફાંફળી થઈ ગયલી માલમ પડી. પ્રમદા બારી આગળ ગઈ તો તે બારી ઉઘાડી રહી ગઈ હતી એમ તેને માલમ પડ્યું. આટલાથીજ તેને તો ફાળ પડી. બારી આગળ ટાંકું હતું તેમાં લીલા પડેલી એમ તેને લાગ્યું, પેલી બિલાડી દયામણા ચહેરાથી "મીઆઉં" કરતી તે ટાંકાની આજુબાજુ ફેરા ફરવા લાગી. શું કરવું તેની પ્રમદાને સુઝ પડી નહિ. કોઈ પણ દાસીને બુડકી મારતાં આવડતું નહોતું. ઘરમાં કોઈ પુરૂપ મળે નહિ, અને રાવજી તો મોહોલ્લામાં લીલાને શોધવા ગયો હતો.

પ્રમદા અને બીજી સ્ત્રીઓને રડતી સાંભળી પાડોશીના વકીલની મા અને વહુ દોડી આવ્યાં, અને બધાં વિલાપ કરતાં હતાં તેની સાથે વિલાપ કરવા લાગ્યાં. રાવજી તરતજ આવ્યો, તે બોલ્યો નહિ. કંઈ સવાલ પુછ્યા નહિ, દલગીરીના ચિન્હ બતાવ્યાં નહિ, પણ તેણે ટાંકામાં એકદમ ભુસકો માર્યો અને બુડકીઓ મારીને લીલાનું મુડદું શોધી કાઢ્યું. આખરે ઘણીજ મહેનતે પોતાના ખભા ઉપર લીલાનું મુડદું નાખીને બાહાર આવ્યો.

અરે! અરે! લીલા જે ખભા ઉપર બેસી ફરતી અને હસ્તે ચહેરે બધાનું ચિત્ત હરતી અને મંદ હાસ્ય કરતાં પોતાના નવા દાંત બતાવતી તે લીલા તેજ ખભા ઉપર હાલ બેઠી હતી પણ પેહેલાંનું તેનું હસવું દીઠામાં આવતું નહોતું. મુડદું જોતાં વારને પ્રથમ તો ખુશીનો પોકાર થયો, પણ તે તરત ઊંડી દલગીરીમાં બદલાઈ ગયો હતો.

પ્રમદા પોતાના ખોળામાં પોતાની છોકરીનું મુડદું નાખીને "લીલા લીલા" કરતી બેઠી. તેનો કોમળ હાથ આમ તેમ હલાવે, અથવા તો પોતાનો હાથ તેના નસકોરા ઉપર અથવા ગળા ઉપર મુકે. લીલામાં કંઈ જીવ નહોતો, પછી પ્રમદા રડવા લાગી. એક કહે "કોઇને પ્રબોધચંદ્રને તેડવા મોકલો." બીજો કહે "દાક્તરને

તેડાવો" એટલામાં પ્રબોધચંદ્ર ઘેર આવ્યો. રાવજી લીલાને લઇને પ્રબોધની પાસે ગયો.

પ્રબોધ ઘરમાં આવ્યો કે પુષ્કળ રડારોળ થઈ રહી. પ્રમદા તો તેની સામેજ જોઈ શકે નહિ, તેતો બીચારી પોકે પોક મુકીને રડ્યા કરે. પ્રબોધચંદ્ર તો વીજળીના ચમકારની માફક ચમકીજ ગયો; નહિ તે ખસી શકે કે નહિ તે બોલી શકે, પણ લાકડાંજેવો સ્તબ્ધ થઈ ગયો. આખરે તે ધીરે ધીરે અંદર ગયો અને પથારી ઉપર પડ્યો.

પ્રબોધના પાડોસી પ્રભાશંકર વકીલની માએ લીલાને પોતાના હાથમાં લીધી અને પ્રમદાને બીજા ઓરડામાં મોકલી. પણ તે ત્યાં કેમ બેસી શકે? તે પાછી આવી, એટલામાં એક દાક્તર આવ્યો. તેણે ઉપાયો કીધા પણ લીલાએ તો ક્યારનો પ્રાણ ત્યાગ કીધેલો એટલે સઘળું ફોગટ. લીલાની જીંદગીજ ટુંકી તે ક્યાંથી લંબાવી શકાય? હવે તે કોઈ દહાડો પાછી આનંદમાં હસતી "મા મા" કરીને બુમ પાડે એ આશાજ શી? આડે દહાડે, તેના બાપ કોર્ટથી ઘેર આવે કે તે તેની સાથે આમ તેમ ફરે અને કાલું કાલું બોલે; આજે તે બધો વિનોદ કેમ કરે? આડે દહાડે કોઈ રાવજીને રમતમાં મારે તો પોતે તરત રડે; પણ આજે રાવજીની આંખમાંથી આંસુની રેલ વહેતી હતી પણ તેણે તેને દીલાસો આપ્યો નહિ.

આખરે, લોકોએ પ્રમદાના ખોળામાંથી મુડદું છુટવી લીધું. તે ઘરમાં ગઈ અને જમીન ઉપર પડી. મંગળાની માફક તે ગાંડી થઈ ગઈ નહિ અથવા તો ચાકરોની માફક માથાં કુટ્યાં નહિ પણ તે એક ઓરડામાં બેસીને પુષ્કળ રડી.

વાંચનારી બેહેનો! પ્રમદાના મનમાં અંદરથી કેટલો બળાપો થતો હતો તે તો તમે તમારી મેળે સમજી શકશો. પડોસીના વકીલની મા અને વહુ આ દુઃખી કુટુંબને દીલાસો આપવાને હજુ અહીંઆ બેઠાં હતાં. એવું કોઇ નહોતું કે જેણે આ દુઃખમાં ભાગ લીધો નહિ હોય. પેલી બીચારી બિલાડી 'મીઆંઉ, મીઆંઉ' કરતી એક ઓરડામાંથી બીજા ઓરડામાં ફર્યા કરતી હતી. ફરી લીલા તેને કોટી કરવાની નહોતી. બીચારી બિલાડીનું રૂદન જે સાંભળે તેની આંખમાં પાણી ભરાઈ આવે એવું લાગતું હતું.

# પ્રકરણ ૧૯ મું.

મનુષ્યને ગમે તેવી ભારે દલગીરી લાગી હોય તો તે હમેશાં તેવીજ કાયમ રહેતી નથી. લીલાના મોતથી પ્રમદા અને પ્રબોધ બન્નેને કારી ઘા તો લાગ્યો હતો પણ વખત જવાથી દલગીરી ઓછી થઇ હતી, છતાં લીલાવતીનાં મોત પછી પ્રબોધનું મન કેટલેક દરજ્જે અવ્યવસ્થિત થયું હતું, ત્યારથી એના ઘરમાં સાંજના વાજીંત્રનો અવાજ સાંભળવામાં આવતો નહોતો. તેને ઘેર કોઈ શિખવાને જતું નહોતું કે સાંજના કોઇ હવા ખાવા બહાર નીકળતું નહોતું. કોઇ કોઈના ઘરનું આમંત્રણ પણ સ્વિકારતું નહોતું.

પ્રમદાએ લીલાના બધાં રમકડાં, ઢીંગલાઢીંગલીઓ, લાકડાંની ગાડીઓ, રાંધવાનાં વાસણો અને નાનાં રમકડાંનાં બધાં કપડાં સાચવીને ઊંચાં મુક્યાં. તે કોઇને તે રમકડાંને અડકવા દેતી નહિ, પણ કોઈ કોઈ દહાડો તે રમકડાં જે ઓરડામાં મુક્યાં હતાં તે ઓરડામાં જાય અને તે તરફ નજર ગયાથી પડીને રડે. પ્રબોધચંદ્રના અંતઃકરણમાં કારી ઘા લાગ્યો હતો એ ખરૂં, પણ તેનું મન હમેશાં પ્રમદાને શાંત કરવાનું હતું. તેનો વિચાર પ્રમદાને જૂદે જૂદે ગામ હવાફેર કરવા લઇ જવાનો હતો પણ પ્રમદાને કંહિ જવું ગમે નહિ.

આ કારી ઘા લાગ્યા છતાં ઘરમાં ધીરે ધીરે અસલનો દેખાવ દીઠામાં આવવા લાગ્યો, લોકો આવજા કરવા લાગ્યા અને પહેલાંની માફક કામકાજ ચાલવા લાગ્યું. ગવરીશંકર અને મુળશંકરને પહેલાં કરતાં પણ ઘાડી દોસ્તી બંધાઈ. તે બન્નેની મરજી જૂદી જૂદી યુક્તિયો કરીને પ્રમદાને ખુશ કરવાની હતી. કુટુંબમાં આ દલગીરી હોવા છતાં મુળશંકર ઉપર મંગળાનો પ્યાર વધતો ગયો. તે તેના અગણિત ગુણોની હમેશાં વધારે કદર પીછાનતી ગઇ. આ કારણથી પ્રબોધ, પ્રમદા અને ગવરીશંકર એ બધાં ઘણા ખુશી થયાં અને મંગળાને તેની સાથે ફરી પરણાવવાનો વિચાર કીધો.

કેટલાક મહિના પછી પ્રમદાને ગર્ભ રહ્યો અને તેને એક પુત્રનો પ્રસવ થયો. પણ આ પ્રસંગે તે કષ્ટાઈ બહુ. પ્રમદાની દલગીરીમાં જે બધા દાસ દાસીઓ અને ઓળખીતાઓ તથા કુટુંબના શુભ ઇચ્છનારાઓએ ભાગ લીધો હતો તે બધાં અત્યંત ખુશ થયાં. ત્રણ દહાડા સુધી તો વાજીંત્રથી અને ખુશીના પોકારથી આડોસીપાડોસીઓના કાન ફુટી ગયા.

પણ અરે ! આ ખુશાલી ઘણો વખત રેહેવાની નહોતી. બે ત્રણ દહાડામાં આ નવાં જન્મેલાં બચ્ચાંની તબીઅત બગડી અને એક અઠવાડિયામાં તો આ નાનું ફુલ કરમાઈ ગયું.

પ્રમદાને તો પુત્રનો પ્રસવ થતી વખતે કષ્ટ ખમવું પડ્યું તે પહેલાંનીજ બેશુદ્ધ થઈ ગઈ હતી અને એવી સ્થિતિમાં હતી કે આ બાળક મરી ગયાનીતેની જાણે કંઈ ખબરજ નહિ. તેમ પ્રબોધ પણ પ્રમદાની બીમારીની ચિંતામાં એટલો બધો ગરક થઈ ગયો હતો કે તેને આ દુઃખ ઝાઝું લાગ્યું નહિ.

પ્રમદાની તબીઅત દહાડે દહાડે વધારે બગડતી ગઈ અને તેને સુવાવડના ઓરડામાંથી સુવાના ઓરડામાં લાવ્યા. પ્રમદા જેણે પોતાના પતિ પ્રબોધને પોતાનું સર્વસ્વ અર્પણ કીધું હતું, જેણે પોતાના પતિ પ્રબોધનો સઘળો બોજો પોતાને માથે લઇને ફાટાંતુટાં કપડાં પહેર્યાં હતાં અને જેના શરીરનાં માત્ર હાડકાજ રહ્યા હતાં, તેજ પ્રમદા હમણા ભારે મંદવાડમાં સપડાઈ ગઈ હતી. એક હુશિયાર દેશી વૈદ્ય તથા અંગ્રેજી દાક્તર બન્ને જણા સાથે તેની દવા કરતા હતા. હમેશા તે લોકોની તરફ દવા વિગેરેનો ખર્ચ ચાળીસ પચાસ રૂપિયા થતો હતો. આ ઉપરાંત, થોડા દહાડા થયાં તો પ્રબોધને કોર્ટમાં જવાનું પણ બંધ કરવું પડ્યું હતું. પ્રમદા પોતે દુઃખી છતાં પણ હમેશાં તેને કોર્ટને કામે જવાની આજીજી કરતી હતી, પણ પ્રબોધનાં પગલાં ઉપડતાં નહોતાં, તે કેમ જઈ શકે ?

પ્રમદાનો મંદવાડ સાંભળીને ગવરીશંકર પ્રબોધભાઇને ઘેર રહેવા આવ્યો હતો. ગવરીશંકર, મંગળા, મુળશંકર અને પ્રબોધચંદ્ર એ બધાં પ્રમદાના બીછાનાની પાસે વારા ફરતી બેસીને તેની બરદાસ્ત કરતાં હતાં.

અરે ! જે ખરેખરૂ સારૂં આદમી હોય તેનો સ્વભાવ અને વૃત્તિ બીજાં બધાં કરતાં જુદીજ હોય છે. પ્રમદાનું દુઃખ એવું સખ્ત હતું કે બીલકુલ સહન થઈ શકે નહિ; કોઈ કોઈ વખત અત્યંત દર્દના દુઃખથી તે બેભાન થઈ જતી, પણ વખત બે વખત ઘરની દેખરેખ રાખવા ચુકતી નહિ. ઘડીમાં પ્રબોધચંદ્રને જમવા જવાના કાલાવાલા કરે, વળી ઘડીમાં ગવરીશંકર અને મુળશંકરને જરા ઉંઘવાને આજીજી કરે અને દાસીઓની પણ સંભાળ રાખે.

પ્રમદાની બીમારીમાં તેની બરદાસ્ત કરવાને શું આદમીની ખોટ હતી? ઘરમાં કોઈ એવું નહોતું કે જે તેને ચહાતું ન હોય અ-

થવા તો જે તેના હેસાનમાં નહિ હોય. પડોસના વકીલની મા અને વહુ ઉતાવળથી બે કોળીઆ ખાવાની ખાતર પોતાને ઘેર જતાં. પ્રમદાનાં બધાં દુઃખમાં તેના ચહેરાની ખુબસુરતી ઓછી થઇ નહોતી. તેના જેટલી ધીરજ કોઈનામાં દીઠામાં આવતી નહોતી. તેના દુઃખમાં પણ તે પેલા વકીલની વહુને કેવા આનંદી શબ્દો કહેતી હતી! તે વકીલની માને કેવો આદરસત્કાર આપતી હતી! દાસીઓ દલગીરીને લીધે પોતાનું કામ બરાબર કરી શકતી નહોતી, ચાકરનફરો શેઠાણી પાસે જઇ શકતા નહોતા અને તે બધા બારણા આગળ અથવા બારી આગળ ઉભા રહેતા હતા અને તેઓની આંખમાંથી દડ દડ આંસુની ધારા વહેતી. પ્રમદાની નજર જે કોઈના ઉપર પડતી તેને તે નરમાસથી બે બોલ કહેતી અને રડવાની મના કરતી.

પેલો ભલો રાવજી, શું આવે વખતે શાંત હતો? દવા અથવા બરફ લાવવામાં, દાક્તરને તેડવા જવામાં, અથવા તો પોતાની શેઠાણીને માટે પોષણકારક જે કંઇ જોઈએ તે લાવવામાં ખાવાનું અને ઉંઘવાનું એ બન્ને તેણે છોડી દીધાં હતાં. તેની શેઠાણી જે ઓરડામાં સુતી હતી તે ઓરડામાં જવાની તેની હિમ્મત ચાલતી નહોતી. લીલાવતીના મરણ પછી દહાડે દહાડે તે ગળતો જતો હતો અને હાલ તે ઘણો લેવાઈ ગયો હતો. અને તે પોતાના ગળામાં ગેણીનો હાર પણ પહેરતો નહોતો. લીલાવતીની સાથે જે બીછાનાં ઉપર તે સુતો હતો તે પર તે તેના મરી ગયા પછી સુતો નહોતો. તે પોતાને માટે બેફિકર થઈ ગયો હતો. તેનામાં શેઠાણી પાસે જવાની હિમ્મત નહોતી; પણ પ્રમદા શેઠાણી થોડીવાર એકલી હોય કે તેને બોલાવે અને તેણે ખાધું કે નહિ અને આગલી રાતના ઉંઘ્યો હતો કે નહિ એવાં અનેક પ્રશ્નો તેને પુછે. રાવજી પોતાનાં આંસુ અટકાવી શકે નહિ.

આમ છ સાત મહિના માંદગી ભોગવ્યા પછી પરમેશ્વર કૃપાથી પ્રમદા સારી થઈ. પણ આટલા મહિનામાં પ્રબોધચંદ્રના મન પર સખ્ત અસર થઈ અને તેના વૈભવને બહુ ધોકો લાગ્યો હતો. તેણે એકઠું કીધેલું નાણું લગભગ બધું ખર્ચાઈ ગયું, તેનું કામકાજ ઘણુંજ અવ્યવસ્થિત થઇ ગયું અને અસીલો ગુમાવ્યા. પણ પ્રમદા મંદવાડથી બચી એ તેણે મોટામાં મોટો લાભ માની લીધો અને થયેલું નુકશાન તુચ્છ ગણ્યું.

# પ્રકરણ ૧૭ મું.

દાક્તરોએ પ્રમદાને સારૂ હવાફેરની ભલામણ કીધી. પોતાને વાસ્તે હજુ વધારે ખર્ચ થાય એ પ્રમદાને ગમતું નહોતું, પણ શું પ્રબોધચંદ્ર તેનું સાંભળે એવો હતો? તેને પોતાના શરીર પરનું છેલ્લું કપડું પ્રમદાની ખાતર વેચવું પડે તોપણ તે આચકો ખાય એવો નહોતો. આથી પ્રમદાની હરકતોને નહિ ગણકારીને હવાફેર જવાની તેણે તૈયારી કીધી. બે હજાર રૂપિઆની સરકારી લોનો જે હજુ બેંકમાં અનામત હતી તે તેણે વેચી નાખી; મુંબઇમાં ઘરનું ભાડું ઉતારી નાખ્યું, અને પોતાનો સામાન એક મિત્રને વાપરવા આપ્યો.

આજે તે બધાં વસઈ તરફ અગાસી ગામ હવાફેર જવાને નીકળ્યાં. બે દહાડા ઊપર, પ્રમદાના માબાપ તેને ઘેર તેને જોવા આવ્યાં હતાં તે તેની રજા લઇને પાછાં ગયાં. બહાર ગામ જનારાઓ મળસકામાં નીકળવાના હતા. ઘણોખરો સામાન માલની ગાડીમાં રવાને કરી દીધો હતો અને બાકીનો સામાન બંધાતો હતો. ગવરીશંકર અને મુળશંકર બજારમાં સોદાસલુક લેવા નીકળ્યા હતા. હવાફેર જવા પહેલાં મંગળા અને મુળશંકરના લગ્ન કરવાની પ્રમદાએ કેટલીક વાર મરજી બતાવી હતી અને પ્રબોધે આ વાતની હા કહી હતી; પણ મંગળાને એ વાત એટલી તો નાપસંદ પડી કે તે પડતી મુકવી પડી હતી. આજે મંગળા મુળશંકરથી છુટી પડવાની હતી કારણ કે હવે તે બન્નેનું રોજ મળવું થવું મુશ્કેલ હતું.

દાસીઓ પ્રમદાની સાથે જવાને આતુર હતી તેમજ તે પણ તેનાથી છુટી પડવાને ઇચ્છતી નહોતી, પણ ઇલાજ શો? હાલની સ્થિતિ જોતાં આટલા બધા ચાકરનો ખર્ચ યોગ્ય લાગ્યો નહિ. તે બધાએ એકલા રાવજીને અને એક દાસીને તેડી જવાનો નિશ્ચય કીધો. જમ્યા પછી પ્રબોધ હાઇકોર્ટ ગયો અને પોતાના કામકાજનો બંદોબસ્ત કીધો. દર મહીને પોતાને ખર્ચી મોકલવાનું કામ પોતાના એક મિત્રને સોંપ્યું. પ્રમદાએ ઘરમાંથી ઘણી ચીજો વહેંચી દીધી; પોતાની પડોસણ પેલા વકીલની માને સ્નેહ ખાતર આરસપાહાણની રકાબીઓ આપી, એક દાસીને નીસા આપી, બીજીને સુડી આપી, ત્રીજીને એક કામળી આપી, એ પ્રમાણે તેણે ઘણી ચીજો વહેંચી દીધી કે આસપાસના ગરીબ કુટુંબોને કંઈ નહિ તો કંઈ પણ મળ્યું—પહેરવાનું કપડું કે પછી તકીઆનો ગલેફ.

જવાનો વખત થયો એટલે ચાકર અને પડોસીઓથી ઘર ભરાઇ ગયું. બધા ઘણાં ઉદાસ દેખાતાં હતાં ને માંહોમાહે વાત કરતાં હતાં કે "આજ આપણું છત્ર જતું રહેવાનું." પ્રમદાએ ચાકરોને બોલાવીને પેટી ઉઘાડી બધાનો પગાર ચુકવી આપ્યો. પૈસા લેવાને તે બધાં હાથ ધરતાં નહોતાં. પણ તેઓની આંખમાંથી આંસુની ધારા વહેતી તે લુછી નાખતાં. પ્રમદાએ એક એક મહિનાનો પગાર તે લોકોને બક્ષિસ કીધો. તે દહાડે ત્યાં જે બધાં હતાં તેમાં એક પણ એવું નહોતું કે જેને રડવું આવ્યું નહિ હોય. પેલા વકીલની વહુ તો પ્રમદાનો હાથ પકડીને પુષ્કળ રડી. પ્રમદા પોતાની બેહેનપણીનાં આંસુ લુછી નાખતી પણ પોતાની આંખમાં આંસુ ભરાઇ આવે તે અટકાવી શકતી નહિ. તે વકીલની વહુને પ્રમદાની સાથે ઘણી માયા બંધાઇ હતી. તેનો સ્વામી અથવા સાસુ જરા સખ્તાઈ વાપરે કે પ્રમદા પાસે તે રડતી આવતી. હવે તેને હેતવચનો કહીને કોણ દિલાસો આપશે? હવે વાંચવાનું તથા ભરવા ગુંથવાનું કોણ શીખવશે? નાની નાની ભેટ કોણ કરશે? અને રોજ ચોટલો કોણ વાળશે? આજે તેને દુઃખમાં જોઇને પ્રમદા પોતાની દલગીરીનો જુસ્સો અટકાવવાને અશક્ત હતી, પણ તે તેને ભેટી, અને કહ્યું "બેન, રડ નહિ, અમે પાછા આવીશું"—આમ કહીને તેને દીલાસો આપ્યો. વકીલની માને પણ પ્રમદાના જવાથી ઘણુંજ દુઃખ લાગ્યું તેણે પ્રમદાને આશીર્વાદ દીધો અને કહ્યું "તું જ્યાં જ્યાં જાય ત્યાં સુખી થજે." પણ તેને પણ રડવું આવ્યું.

ગાડી બારણા આગળ આવીને ઉભી; લોકો એક પછી એક ઉતાવળ કરવા લાગ્યાં; પ્રબોધનું ધ્યાન પોતાનાં ઘડીઆળ તરફ હતું તે ઉતાવળ કરતો હતો; બીછાના, પેટીઓ અને પોટલાંઓ ગાડીમાં મુકાયાં. પ્રમદાએ એક પછી એક એમ બધાને પ્રણામ કીધા. સ્ત્રીઓનાં માથાં ઉપર પોતાનો હાથ મુકીને આશીર્વાદ દીધા, પડોસીનાં કેટલાંએક છોકરાંને બોકી કરી, બીજાઓને હેત ભાવથી જરા જરા રમાડયાં, બધાંની રજા લીધી, વકીલની માને પગે લાગી અને પોતાની બેહેનપણીને ફરી ફરીને કેટલીવાર ભેટી અને બધાંની આજ્ઞા માગી. જેની સાથે તેને ઓળખાણ હતી તેની સાથે હેતથી વાત કીધી. ગવરીશંકરને પોતાના બ્રાહ્મણ રસોઈઆને રાખવાની ભલામણ કીધી અને છેલ્લે ગાડીમાં બેઠી; ગાડી દેખાતી બંધ થઈ એટલે ઘરમાં દલગીરીનું વાદળ પથરાઈ ગયું.

# પ્રકરણ ૧૮ મું.

અફસોસ! સૂર્ય એકવાર અસ્ત પામ્યો કે પછી તડકો રહેતો નથી : દીવો એકવાર ઓલવાઈ ગયો કે તેનું અજવાળું પડતું નથી, કરમાઈ ગયલું ફુલ પાછું ખીલતું નથી ; આજ પ્રમાણે મનુષ્ય એકવાર કમનસીબથી પાયમાલ થઇ ગયા પછી પાછો સુખી થતો નથી. આ દુનિયામાં દુઃખ તો માણસ માત્રને નસીબે ચોંટેલું છે; દુઃખી માણસ દુષ્ટ હોય અથવા સાધુ હોય પણ આપણે તેના દયા આવ્યા વગર રહેતી નથી ; હું જ્યારે આવા લોકોને રડતા જોઉંછું ત્યારે તેઓને બદલે હું રડું અને તેઓની આફત મારા ઉપર પડે એમ ઇચ્છું છું ; મને રડવા દો અને તેઓને સુખમાં રહેવા દો. પણ ઈશ્વરની ગતિ ન્યારીજ છે. એની મરજી કોઈ પામી શકતું નથી. આ દુનિયામાં ઘણીવાર સારા લોકને ઘણું દુઃખ સહન કરવું પડે છે, અને આપત્તિમાં તેઓનાં સદ્ગુણ ઘટવાને બમણાં પ્રકાશી નીકળેછે, આપણને ખબર નહોતી કે પ્રબોધ અને પ્રમદાને આટલું દુઃખ ખમવું પડશે.

અગાસી ગામમાં તે લોકે લગભગ એક વરસ ગાળ્યું. ત્યાં પણ પ્રમદાએ પોતાનું એક નાહાનું રાજ સ્થાપ્યું હતું. આ નાહાનાં સરખાં રેહેઠાણમાં રાવજીની મદદથી કેટલાએક ફુલનાં ઝાડ ઉછેર્યાં હતાં. પ્રમદા અને મંગળા બન્ને પોતે જાતે સહવાર સાંજ પાણી પાતાં હતાં. જે પરોપકારી મનુષ્યનો સ્વભાવ બીજાને ચહાવાનો છે તને બધા વશ થઇ જાય છે— પશુ ને પંખી—અને માણસ થાય તેમાં તો નવાઈજ શી? આસપાસનાં ગામડીયાં બૈરાંઓની પ્રમદા સાથે માયા બંધાઇ ગઇ. તેઓની પાસે કંઈ સારી ચીજ હોય તો એની પાસે લાવે ; જો તેઓને કંઈ દુઃખ હોય તો તેની એની પાસે વાત કરવાને આવે : જો તેઓનાં છોકરાં માંદા પડે તો એની સલાહ પૂછે ; તેઓનાં ધણી અથવા બીજું કોઇ જરા વઢે તો એની પાસે રડતાં આવે. પ્રમદા તેઓને મીઠા બોલો કહીને દીલાસો આપે ; દુઃખમાં પોતાથી બને તેટલી મદદ કરે; સારી સલાહ આપીને ખરાબ રસ્તેથી સારે રસ્તે દોરે ; જો તેઓ લડાઈ કરે તો એ સમાધાન કરે. જો કોઈ ગરીબ ગરબું માંદું હોય તો તેની ખબર લેવાને તેનાં નાનાં ઝુંપડમાં જાય. વારંવાર તેઓનાં છોકરાંને પોતાને ત્યાં બોલાવે અને ઘણું હેત રાખે.

અગાસી આવ્યા પછી પ્રબોધચંદ્ર ત્યાંના અને આજુબાજુના ગામના લોકો સાથે ઘણો મળી ગયો. કેટલાએકની સાથે ઘાડી

દોસ્તી બાંધી. ઘણાઓને તે લોકોનાં કામ બાબત સલાહ આપી; તેઓ પણ પ્રમદાની ખબર અંતર પૂછતાં હતાં. છસાત મહિના થયાં પ્રબોધનો રોજગાર જતો રહ્યો. એક પઈ તે કમાઈ શક્યો નહોતો; પણ ખરચ હમેશાની માફક ચાલ્યાજ કરતો હતો. આટલી ફિકરમાં વળી આ એક ઉમેરો છતાં પણ પ્રમદાની તબીઅત દહાડે દહાડે સુધરતી જતી જોઈને તે આનંદ પામતો.

કમનસીબ મંગળા જ્યારે મુંબઈમાં હતી ત્યારે, ચાર પાંચ વર્ષ સુધી તો તેણે રસોડાનું મ્હોપણ જોયું નહોતું પણ તેણે 'હારમોનીઅમ' તથા 'પીયાનો' વગાડતાં શીખવામાં તથા ચોપડીઓ વાચવામાં પોતાનું ધ્યાન રોક્યું હતું. તે હમણાં ખુશિથી પોતાનાં ભાભીને અને ઘરનાં બીજાંને સારૂ રાંધતી હતી. રોજ રોજ મંગળા રાંધે તેથી પ્રમદાને દુઃખ લાગતું હતું અને કોઇ દહાડો સહવારના પહોરમાં વહેલી ઉઠે કે રસોડા તરફ પોતે જતી, પણ મંગળા તેને રસોડામાં પેસવા દેજ નહિ. પ્રમદા બીચારી શું કરે? સાકભાજી મોળવામાં, ઉપલક મસાલો વિગેરે આપવા મુકવામાં અને ઉમરામાં બેસીને મંગળા રાંધે ત્યારે તેની સાથે વાતચિત કરવામાં સંતોષ પામતી.

વાંચનારી બહેનો! આ પ્રમાણે તેઓના દહાડા કંઈ છેક દુઃખમાં જતા નહોતા, પણ જે સહેજસાજ સુખ હાલ તેઓને મળતું તેટલુ પણ તેઓના નસીબમાં નહોતું. આ વર્ષ શીયાળો બેઠો ત્યારથી પ્રબોધને ઉધરસ થઈ. આ ઉધરસ મટે એવી નહોતી. પ્રથમ તો તે કઇ જાતની તે પારખ્યા વગર, તેણે કેટલીએક દવા લીધી તેથી થોડા દહાડા ઉધરસનું જોર નરમ પડચું. પણ પછી તો છાતીમાં દરદ થવા માંડ્યું અને તેના મનમાં ધાસકો પેઠો. તેણે પોતાની છાતી એક કાબેલ દાક્તર તે ગામ આવી ચડચો હતો તેની પાસે તપાસાવી અને તેણે એવો મત આપ્યો કે એને પોતાની ધાસ્તી ખરી લાગી. હવે કરવું શું? આ હકીકત પ્રમદાને એકદમ કહેવાની તેનામાં હિંમત નહોતી. તેમજ એને એ વિષે તદન અજ્ઞાન રાખવી એ પણ ઠીક નહિ લાગ્યું. ઘણા દહાડા સુધી તો તેણે કંઇ નક્કી કીધું નહિ, અને વાત મનમાંને મનમાં રાખી. પણ જ્યારે હાડ તાવ શરૂ થયો ત્યારે તેણે ઠરાવ કીધો કે પ્રમદાથી છુપું રાખવું એમાં કંઈ ડાહાપણ નથી.

પ્રમદાના ઉપર વજઘા પડવાથી થોડું દરદ થયું હોત, પણ આ સાંભળીને તો તે હબકી ગઇ, તે છતાં એક ખરી હોંશી આર સ્ત્રીની માફક

પોતાના સ્વામિની બીમારીના ચાંપતા ઉપાય કરવા લાગી. દાક્તરોએ અગાસી ગામથી તીથલ (વલસાડથી થોડે છેટે આવેલું હવા ફેર જવા લાયક ગામ) જવાની સલાહ આપી. હવે તો પ્રમદાનો મદદગાર ફક્ત રાવજી હતો. પ્રબોધ દરરોજ ગળાતો જતો હતો, તેથી પ્રમદા તેને કંઈ પણ બાબતનો વિચાર જણાવીને દુઃખ થવા દેતી નહિ. તે રાવજીની મદદથી અને પત્રવ્યવહારથી ઘટતી ગોઠવણ કરતી. પ્રમદાએ અગાસીમાં કેટલોએક સામાન વેચી દીધો અને થોડોએક વેંહેચી દીધા પછી બાકીનો જોઈતોજ સામાન તીથલ લઇ ગયાં. આ પ્રમાણે મુંબઈથી અગાસીમાં કેટલોક વખત રહ્યા પછી તીથલ આવી પહોંચ્યાં અને ત્યાં નવું ઘર માંડ્યું.

તીથલની સ્વચ્છ હવાથી કેટલાક મહિના વિત્યા નહિ એટલામાં પ્રબોધની તબીયત સુધરવાનાં ચિન્હ દેખાવા લાગ્યાં. પણ એ ફેર બહુ વાર ટક્યો નહિ. તેના શરિરની સ્થિતિ દહાડે દહાડે બગડતી ગઈ, ભુખ ઓછી થવા માંડી અને કૌવત જતું રહ્યું. પ્રમાદાએ વલસાડથી, સુરતથી અને આજુબાજુને ગામથી જુદા જુદા દાક્તરોને બોલાવીને તેઓની સલાહ લીધી. એ અરસામાં તેઓનાં સાધન ખુટી જવાથી તેને બીજાની પાસે પૈસા વ્યાજે લેવાની જરૂર પડી. તે નાણાંને સારૂ હરઘડી મુળશંકરને, ગવરીશંકર દીએરજીને અને પોતાનાં માબાપોને લખ્યા કરતી. પણ તે કેવી કમનસીબ! તેના પિતા આ પ્રસંગે ઘેર બેઠા હતા અને તેણે એકવાર પચાસ રૂપિયા મોકલ્યા તે શિવાય બીજી મદદ ફરીથી મોકલી શકે એમ નહોતું. ગવરીશંકર અને મુળશંકરે કોલેજમાં અભ્યાસ કરવાનું મુકી દઈને "કેમિસ્ટ" એટલે "દવા વેચનાર" ની દુકાન કાઢી હતી. તેઓએ નવીસવી દુકાન કાઢેલી એટલે ઉપજ ઘણીજ થોડી થતી હતી. તે છતાં તેઓની આવકમાંથી ખરચ જતાં જે કંઈ બચાવી શકતા તે તેઓ પ્રમદાને મોકલતા હતા. પણ આટલું થોડું તે શા હિસાબનું? અચંબા જેવું એ હતું કે પ્રબોધની માંદગી સાંભળીને તેના મુંબઈના તાલેવાન મિત્રોએ નાંણા સંબંધી હાથ ધોવાડ્યા. મુળશંકર મદદને સારૂ તેમાંના ઘણાને ત્યાં ગયો પણ કોઈ કંઇ પણ મદદ કરવાને ખુશ હોય એમ લાગ્યું નહિ.

એક તરફથી આમ થતું હતું ત્યારે પ્રમદા ખાનગી રીતે રાવજીની મદદથી પોતાનું એક પછી એક ઘરેણું વેચતી હતી. પ્રબોધ તેને કાંઈ સવાલ પુછે તો તે એટલોજ જવાબ આપતી હતી કે

"ગમે તેમ હું કરૂંછું, ઈશ્વર કૃપાથી તમે સારા થાઓ પછી હું તમને કહીશ."

આ પતિવ્રતા સ્ત્રીએ આવા એકાંતમાં પણ બધો બોજો પોતાને માથે ઓઢી લીધો જેવું તેના ભવિષ્યપર વાદળ પથરાયું તેવું તેનું ચિત્ત કાળજીથી ઘેરાયું. પણ તેણે પોતાના રિબાતા સ્વામિને આમાંની કંઇ ફિકર જાણવા દીધી નહિ. તે જો રડતી તો તે એકાંતમાં, જો તે માથે હાથ દઇ શોક અથવા રૂદન કરતી તો તે કોઇ જોવા પામતું નહિ કે જાણતું એ નહિ. પ્રબોધચંદ્ર તેને હમેશ પુરા ચેહેરે જોતો, પણ એ લેવાતી જતી હતી અને એનો ચેહેરો ફીક્કો થતો જતો હતો તે જોઈ કોઈ વાર તેને ભારે વેદના થતી.

## પ્રકરણ ૧૯ મું.

આવા દલગીરી ઉપજાવે એવા વિષયનો જલદી જલદી છેડો લાવવો એ સારૂં છે. સ્વાદિષ્ટ મિષ્ટાન્ન લેવાનું હોય ત્યારે લોકો નીરાંતે બેસીને કોળીઆ ભરે છે, પણ કંઇ કડવું ઔષધ પીવાનું હોય ત્યારે તો તે એકદમ ગળે ઉતારી દે છે.

વાંચનારી બેહેનો! પ્રમદાના દહાડા નબળા આવ્યા એનો તમે પામી ગયાં હશો. સુખરૂપી સૂરજ જે સહેજસાજ બાકી છે તે તદ્દન અસ્ત પામવાને હવે વધારે વાર નથી. તીયજ્ઞમાં તેનાં દુઃખનો પારજ રહ્યો નહિ. તેની પાસે ફુટી બદામ પણ રહી નહિ. પોતાનાં ઘરેણાં ખાનગી રીતે વેચીને બધાંનું ગુજરાન ચલાવતી હતી. આવાં દુઃખ છતાં પ્રમદા પોતાના પ્રિય સ્વામિની રાત દહાડો ચાકરી કરતી હતી. બધી વાતમાં રાવજી તેનો સલાહકાર હતો. તેણે આ બધી વિપત્તિમાંનું કંઈ પણ મંગળાને કહ્યું નહિ—તેણે વિચાર્યું, મંગળાની વય શી અને આ મોહોટી આફત શી? કેટલાક મહિના થયાં રાવજી પગાર પણ લેતો નહોતો; એટલુંજ નહિ પણ જો કંઈપણ જરૂરી ખાતની ચીજ ઘરમાં નથી એમ તેને લાગતું તો તે ગમે તેમ કરીને લઇ આવતો. જો પ્રમદા તેને પ્રશ્ન કરે તો જેમ પોતે પોતાના પતિને જવાબ આપતી તેમ એ એને આપતો કે "ક્યાંથી અને કેમ લાવ્યો તે પછી કહીશ." પ્રમદાએ તજવીજ

કીધાંતો માલમ પડયું કે રાવજીને તેણે ગેણીનો હાર આપ્યો હતો તેમાંથી એકેક ગેણી કાઢીને શેઠાણીથી છુપી રીતે વેચતો હતો. પ્રમદાને જ્યારે આ વાત ખબર પડી ત્યારે તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. પણ તેણે રાવજીને કંઇ વધારે કહ્યું નહિ.

તીથલમાં સુરતથી એક મિશનરી (ખ્રિસ્તી ધર્મનો બોધ કરનારી) સ્ત્રી આવીને રહી હતી તેની સાથે થોડાક દહાડા થયાં પ્રમદાને અને મંગળાને ઓળખાણ થઈ હતી. એ મડમને આ બન્ને જણીનો સ્વભાવ ઉત્તમ લાગવાથી તેમને મળવાને પ્રબોધને ત્યાં વારંવાર આવતી હતી. મડમ પણ ઘણીજ સારી હતી. પ્રમદાએ પોતાનાં દુઃખની કંઇ પણ વાત એને કહી નહિ, પણ તેણે કલ્પના કીધી અને સમજી ગઇ. તે પરથી પ્રમદાના કુટુંબને કેવી રીતે મદદ કરવી તે બાબત પોતાના સ્વામિ સાથે વિચાર કીધો. શરૂઆતમાં તો થોડા દહાડા બક્ષિસના આકારમાં તે મદદ કરવા લાગી. પણ તે પાદરીનું કુટુંબ પણ કંઈ ઘણું પૈસાદાર નહોતું એટલે તેઓ એવી રીતે ઘણા દહાડા મદદ કરી શક્યાં નહિ. આખરે બીજાઓની સાથે વિચાર કીધા પછી મંગળાને કંઇ ચાકરીએ લગાડવાની ગોઠવણ કીધી. ખરે! આ કામ તેઓનું ઘણુંજ ભલું હતું. તીથલ દરિયા કિનારે હવા ફેરની જગ્યા હોવાથી યુરોપિયનો ઘણા ખરા ગરમીના દહાડામાં હવાફેર માટે ત્યાં આવતા હતા. તેઓનાં છોકરાં સારૂ તથા બીજા ગામના લોકો અને ખ્રિસ્તીધર્મમાં વટલી ગયલાંઓને સારૂ પેલા પાદરીના ઉપરીપણા તળે એક નિશાળ કાઢવામાં આવી હતી તેમાં મંગળાને બે ત્રણ કલાક શિખવવા જવાનું અને બીયાનો વગડતાં શિખાવવાનું કામ તેણે સોંપ્યું. આને માટે મંગળાને ત્રીસ રૂપિયાનો મહિનો કરી આપ્યો. મંગળાને અગર જો આ બધું આવડતું હતું પણ તે જાતે હિંદુ અને તેમાં વળી બ્રાહ્મણ પડી એટલે પૈસા લઇને કામ કરવાની તેને ટેવ પડેલી નહિ. એથી એ નોકરી લેવાનું એને મન થયું નહિ. પણ નણંદ ભોજાઇએ માંહો માંહે વિચાર કીધો અને બીજો કંઈ ઇલાજ નહિ હોવાથી ભીખ માંગવા કરતાં આ પસંદ કરવા જોગ છે એમ ધારી એ વિચાર બહાલ રાખ્યો. પ્રબોધે આ વાત જાણી ત્યારે તે કંઇ બોલ્યો નહિ. પણ મનમાં રૂદન કરવા લાગ્યો. આંસુથી ગાલ ભીના થઇ ગયલા એવી સ્થિતિમાં તે પડ્યો.

મંગળા જેને તેણે આટલી બધી સંભાળથી ઉછેરીને મોટી કીધી હતી, જેને તેણે પોતાના સુખના વખતમાં રાંધવા પણ જવા દીધી નહોતી, તેજ મંગળા આજ પોતાનાં ભાઇનાં પોષણ સારૂ નોકરી કરવા

જાય, તે તેઓ કેમ સહન કરી શકે? પણ કંઈ ઉપાય નહોતો, એટલે એ કંઇ બોલ્યોજ નહિ અને પોતાનાં મનનું દુઃખ ફક્ત રડીને બતાવ્યું. મંગળાનું કામ હવે કેટલું મુશ્કેલ થઇ પડ્યું? મળસકામાં ઉઠીને ઘરમાં બહારી ઝાડીને ઠીકઠાક કરે, પોતાના ભાઈને સારૂ રાંધીને જમીલે અને બેત્રણ કલાક પાદરીઓની શાળામાં શિખવવાને જાય. સાંજના ઘેર આવે કે પાછું રાંધે અને ખાવાપીવાની ગોઠવણ કરે. વળી ઘણીવાર મોડી રાત સુધી ઉજાગરો પણ કરવો પડે. પ્રમદા તો રાતદિવસ પ્રબોધના બીછાના પાસે બેઠેલીને બેઠેલીજ. કોઈવાર તેને બદલે મંગળા બેસે ત્યારે પ્રમદા રાંધવાને રસોડામાં જાય. અરે! અરે! પરમેશ્વરે આ કુટુંબ ઉપર આવું દુઃખ કેમ પાડ્યું? આમ દહાડા જતા હતા એટલામાં તો વળી મંગળાને ઉધરસ થઇ. એક બે દહાડા થયા નહિ એટલે તો તેની છાતીમાંથી લોહી પડવા માંડ્યું અને તાવ પણ આવવા માંડ્યો. હવે તે બિછાનામાંથી ઉઠી શકતી નહોતી. પ્રમદાની હવે કેવી સ્થિતિ? અરે કોમળ મનુષ્ય? તારી સહનશક્તિ ઉપર પરમેશ્વરે કેવો સખત બોજો મુક્યો છે? મંગળા પણ ભાઇની પાસે ખાટલે પડી. પ્રમદા પામી ગઇ અને હવે બહાર ગામ વધારે દહાડા રહેવું એ એને ઠીક લાગ્યું નહી, તે ઉપરથી પોતાનાં બાકીનાં ઘરેણાં વેચી પોતાના મરવા પડેલા પતિને અને પોતાની અતિ વહાલી મંગળાને મુંબઈ લઇ જવાનો નિશ્ચય કીધો. ગરીબ બીચારો રાવજી! તેને ખાવાનું ઠેકાણું નહોતું. નહિ તેની પાસે કંઇ કપડાં રહ્યાં હતાં કે નહિ તેની પાસે કંઇ નાણું રહ્યું હતું. પણ તેણે પોતાનું આ દુઃખ પ્રમદા શેઠાણીને કહ્યું નહિ. તે બીચારાને તો ખાવાનું મળે તો વાહવાહ અને જો નહિ મળે તો એકાદ બે લાંઘણ પણ કરી કહાડે અથવા કાચું કોરૂં ખાઈને ચલાવે. મંગળા જ્યારથી માંદી પડી ત્યારથી રાવજી પ્રમદાને મદદ કરતો હતો. એક દહાડો પ્રમદાએ તેને કહ્યું, "રાવજી, તું મારા પિતાની જગ્યાએ છે; તેં મારા પોતાના પિતા કરતાં પણ મારે માટે વધારે કીધું છે; આપણા ઉપર આફત આવી પડી છે; અમને ઘેર (મુંબઇ) તેડી જા; આ જે કંઇ ઘરેણું રહેલું છે તે વેચી આવ." રાવજી તે ઘરેણું લઈને રડ્યો. તે ઘરેણું વેચીને તેનું જે નાણું ઉપજ્યું તે રાવજી લઇ આવ્યો અને જે થોડો ઘણો સામન રહ્યો હતો તે બાંધતાં હતાં એટલામાં ગવરીશંકર અને મુળશંકર આવી પહોંચ્યા. આ બન્નેને જોઇને પ્રમદાના જીવમાં જીવ આવ્યો. તેઓ આવ્યા તેવા બહારના ઓરડામાં ઉભા અને પ્રબોધની તબીઅત વિષે પુછપરછ કીધી. પ્ર-

મદાએ આટલા દહાડા સુધી જે સઘળું દુઃખ એકલું સહન કીધું હતું તેની તેના મન ઉપર હમણા ઘણી અસર થઈ. તેની આંખમાંથી આંસુની નેહેર વેહેવા લાગી. તે બોલી શકી નહિ. પોતાની આંખ લુછી નાંખીને બન્ને જણાને અંદરના ઓરડામાં તેડી ગઇ. ત્યાં તેઓએ શું જોયું? એક ખીછાના ઉપર પ્રબોધ જેનો ચેહેરો ઓળખાય નહિ એટલો બધો બદલી ગયો હતો તે આંખ બંધ કરીને સુતો હતો. તેની એક બાજુએ દવા અને કંઇક ખાવાનું હતું. બીજી બાજુએ મંગળા સુતી હતી. શું તે મંગળા હતી? પ્રમદાએ કહ્યું ત્યારે; નહિ તો તે બન્નેએ તેને ઓળખી નહિ હોત. તેનો ગોળમટોળ ખુબસુરત ચહેરો તદન ફીક્કો પડી ગયો હતો: જે હસતું મ્હોડું જોયેલું તે હાલ સુકું પડી ગયું હતું અને રંગ બદલાઇ ગયો હતો; તેનામાં બોલવાની શક્તિ નહોતી; રાત દિવસ તાવથી તેની કાયા ગળાઇ ગઇ હતી, અને મગજ ખવાઇ ગયું હતું. ગવરીશંકર અને મંગળાશંકર તો આ સ્થિતિ જોઇને બેભાન થઇને જમીન ઉપર પડયા. મુળશંકરનું હૃદય ફાટી જતું હતું. વીજળીના ચમકારા પેઠેમ મુળશંકરને જોઇને મંગળાના જીવમાં જીવ આવ્યો. તે તરસી નજરે તેની તરફ જોયા કરતી હતી. તેણીએ મીઠી દૃષ્ટિ બતાવી એટલુંજ. કારણ કે તે કંઇ આવકારના શબ્દો બોલી શકી નહિ, મુળશંકર પણ સ્તબ્ધ થઇ ગયો તે ઘણી વાર સુધી ત્યાંજ ઉભો રહ્યો, પણ પછી બહાર જઇને ખુબ રડયો.

મુસાફરીને સારૂ બધી તેઆરી થઇ. સાંજ થતા પહેલાં માંદાં ભાઈ બહેનને લઇને બધાં નીકળ્યાં.

## પ્રકરણ ૨૦ મું.

વાંચનારી બેહેનો! શું હવે વધારે જાણવાની અવશ્ય છે? મંગળા અને પ્રબોધચંદ્રે દેહ છોડી તેનું વર્ણન થવું જોઇએ? અંત અતિશય દુઃખદાયક છે. મુળશંકર અને ગવરીશંકર એકદમ પ્રમદા, પ્રબોધ અને મંગળાને લઈ મુંબઈમાં મુંળશંકરને ઘેર ગયા. ગવરીશંકર જાતે દાક્તર હતો છતાં તેણે મુંબઇના સૌથી હોશીઆર દાકતરોને તેડાવ્યા અને તેઓની સલાહ પ્રમાણે કરવામાં કંઇ કસર રાખી નહિ. પણ જ્યાં મોત ઝડપ મારવા બેઠું હોય૦ ત્યાં દવા શું કરી શકે? મગળાની તરફ તમે જુઓ તો તેની ખી-

મારી તમને વધેલી માલમ પડતી. તેના દહાડા હવે ભરાઇ રહ્યા હતા. બધાંને તેનો ચેહેરો ફિક્કો પડી ગયલો લાગ્યો. આટલા બધા દહાડા તો રએને મારે લીધે મારા ભાઇને વધારે દુઃખ થાય એવી બીકથી પોતાનું બેહદ દુઃખ મૂગાં મૂગાં સહન કીધું હતું, પણ મોતની રાત્રે તેને અત્યંત વેદના થઇ. શું દુઃખ થાય છે અથવા તો તે ક્યાં થાય છે એ તે કહી શકતી નહિ. સાંજલગીમાં તો બાજી છેક બગડી. પ્રબોધના પાસે એકલી પ્રમદા બેઠી હતી અને ગવરીશંકર અને મુળશંકર મંગળાની પાસે બેસીને દર અર્ધે કલાકે ઔષધ આપતાં હતાં, એ શિવાય તેઓ બીજું શું કરી શકે? મધરાત પૂરી થઇ નહિ એટલામાં તો દરદ ઓછું થતું ગયું અને મંગળાનો ટળવળાટ શાંત પડવા લાગ્યો. આખરે જેમ જેમ રાત પૂરી થવા આવી અને ગમગીન રીતે પહો ફાટવા માંડ્યો, જ્યારે જાગતાં પંખીઓ એક બીજાને માંહોમાહે જુદા જુદા સ્વરમાં બોલાવવા લાગ્યાં, જ્યારે રાતના રોન ફરવાવાળા પોલીસના સીપાઇઓ આખી રાત જાગીને હમણા અડધા જાગતા, અડધા ઉંઘતા—પોત પોતાને ઘેર જતા હતા, જ્યારે મહોલામાં છુટક છુટક ગાડીઓ જવા આવવા લાગી, જ્યારે આડોસીપાડોસીઓ ઉઠીને વાતો કરતા હતા, અને જ્યારે કોઇ દલગિરીમાં ડુબેલાં કુટુંબમાં રડારોળ થઇ રહી હતી, તે વખતે મંગળાના ખવાઇ ગયલાં શરીરમાંથી પ્રાણ ગયો.

મંગળાનાં મરતા પહેલાં થોડીવાર આગમજ પ્રમદા તેની પાસે આવીને રડતી બેઠી હતી. પ્રમદા, જેણે મંગળાને પાંચ વર્ષ સુધી પોતાની સાથે રાખી હતી અને જેણે પોતાની બહેન કરતાં પણ વધારે તેના ઉપર મમતા રાખી હતી, જેના સુખને માટે તે હમેશા આતુર હતી, જેના ફરી સુખદાયક લગ્ન થશે એવી આશાથી આ દુઃખ અને આફતમાં પણ કેટલાંએક ઘરેણાં જુદાં રાખ્યાં હતાં, તેજ આ મંગળાનું તેની આંખ આગળ મુડદું જોયું. જેવો મંગળાનો જીવ ગયો કે મુળશંકર દલગિરીમાં ગાંડો થઇ ગયો. ગવરીશંકર તેને જોરથી પકડીને બીજા ઓરડામાં લઇ ગયો અને દિલાસો આપવા લાગ્યો.

પ્રબોધચંદ્રે મંગળાને મરતી વખતે જોઇ નહિ પણ તેને એવો સખત ધા લાગ્યો કે તે પાછો સાજો થયો નહિ. એની ખાત્રી હતી કે એને માટે તે મરી ગઇ. પ્રમદા જ્યારે રડતી રડતી એની પાસે

ગઇ, ત્યારે ઉંડો નિસાસો મુકીને શાંત રીતે કહ્યું કે "મંગળાને આ દુનિયામાં મારા ઉપર અત્યંત હેત હોવાથી મને આ દુનિયા છોડવાની તૈઆરીમાં જોઇને, બીજી દુનિઆમાં પોતાના મોટા ભાઇને સારૂ જગ્યા તૈયાર કરવાને ઉતાવળથી એ અગાડી ગઇ." આટલું બોલી રહ્યો એટલામાં તેની બન્ને આંખમાંથી આંસુ દડદડ વહેવા લાગ્યાં. પ્રમદા, જે પોતાની આવી સખત દલગિરીમાં કોઇ દહાડો ધાંટો પાડીને રડી નહોતી તે તે બોલવું સાંભળીને પોકે પોક મુકીને રડવા લાગી. તેને રડતાં રહેવાની નિશાની કીધી એટલે પ્રમદા રહી

વાંચનારી બેહેનો! હવે આ વાત લંબાવવા જેવી નથી. ગરીબ બિચારી પ્રમદા વિધવા થઈ—ચુડો ભાંગી, વિધવાવસ્ત્ર ધારણ કરી—પૈસે ટકે પાયમાલ થઇ ગયલી પોતાના પિતાને ત્યાં ગઇ. આ દુઃખદાયક વાતનો હવે અંત આવવો જોઇએ. બીચારી **પ્રમદાએ** પોતાના દહાડા કેમ પુરા કીધા તેનો ખ્યાલ તો બેહેનો, તમને સેહેજ આવ્યો હશે. તે "**સદ્ગુણી વહુ**" એ પોતાના બાકી રહેલા દહાડા **ઇશ્વર પ્રાર્થના** કરીને તથા લોકોપયોગી કામ કરવામાં પોતાના ભાઇ ભોજાઇ સાથે સંપથી કહાડ્યા અને પોતાનું નામ **અમર** કરી ગઇ. ઇશ્વર એવી સદ્ગુણી સ્ત્રીનો વૈકુંઠમાં વાસ કરે અને બીજી સ્ત્રીઓ પ્રમદાના જેવી **સદ્ગુણી** થાય એટલી આપણી નમ્ર પ્રાર્થના છે. તથાસ્તુ.

**સમાપ્ત.**

## REVIEWS ON PRAMADA; OR, THE VIRTUOUS DAUGHTER-IN-LAW.

### "પ્રમદા" અથવા સદ્‌ગુણી વહુ" ઉપર અવલોકન.

"This is a short story giving a sketch of the home-life of Hindus. * * * The Gujarati translation ought to prove very acceptable reading to those for whom it is intended. The style is at once simple and pure."—*The Bombay Gazette.*

---

"* * A pleasing novel. * * The style is simple and clear."—*The Advocate of India.*

---

આ વાર્તા હિંદુસંસાર સ્થિતિનું એક ઉત્તમ, રસભર્યું, અને આબે-હુબ ચિત્ર છે. * * અમે તો કહીએ છીએ કે એ જાણે ભાષાંતર નહિ પણ ગુજરાતી ભાષાનો સ્વતંત્ર ગ્રંથજ હોય એવું શુદ્ધ ને રૂઢ ભાષામાં લખાએલું છે. * * એ વાર્તા એક નમુના લાયક, અને જેવી સુબોધકારક તેવીજ એ રસમય છે. * **ગુજરાત શાળાપત્ર,** આગસ્ટ, ૧૮૮૭.

*English translation of the above—*

"The story gives an excellent, interesting, and faithful picture of the Hindu hearth. * * * Its language is so pure and simple that we have no hesitation in saying that it deserves to rank with original works and not with translations. * * This story holds an excellent model for imitation, and is as instructive as it is interesting."—*The Gujarát Shálápatra, August* 1887.

"* * Looking to the very simple and homely style in which Mr. Madanlál has made the tale accessible to the Gujarati readers, we have no hesitation in saying that it could form a very healthy reading to the Gujaratis, especially the females. * * There is a real want of such instructive popular works in the vernaculars, and while wishing that this *Pramadá* will reach several more editions ere long, we trust Mr. Madanlál will continue his efforts enlarging the limited stock of good Gujarati works."—*Native Opinion.*

"** જો ગુજરાતી લખનારાઓ આવી સાદી ભાષા વાપરે તો તે સામાન્ય ગુજરાતી વાંચનારી આલમને લાભકારક થઇ પડે."--જામે જમશેદ.

---

Some time ago we had the pleasure of reviewing this interesting work in the Gujarati language from the pen of Mr. Madanlál Lallubhái, Munsiff of Surat; and we have now the additional pleasure of announcing that the book has met with the favourable notice of no less a personage than Her Excellency Lady Reay, whose interest in everything connected with the welfare of Hindu women is well known. It appears Mr. Madanlál sent a finely bound copy of his book for sale at the Fancy Fair recently held in aid of the Cama Hospital for Women; and, although it was not sold, it has elicited a very kind and encouraging letter from Her Ladyship, thanking the author for his contribution to the Fair, and complimenting him on writing the work.— *The Advocate of India*, 16*th March* 1888.

---

Much has of late been said and written—nay, is *being* said and written—about the necessity of promoting female education, and the means that should be used to further the end, but very few in comparison are the practical steps taken as yet in the matter. It is admitted, unquestionably, that the best way to raise the scale of our social happiness is to encourage the school-going girls, and to keep them in school till they are old enough to begin the world. But female education, as it is imparted at present in our schools, is so palpably defective, that the mere presence and attendance at the regular course of training, now-a-days given, can do very little good to the girls themselves and those depending on them for their happiness or otherwise in life. The present system imperatively requires a thorough revision and improvement, and one of the ways* of so improving it is to place within easy reach of the young learners such easy books as would give them a practical view of the place they are to occupy in their homes, and the duties they are required to perform in the manage-

ment thereof. Instances might be added from our past historical records of women who have been distinguished by their exemplary virtues, sound and thorough education and conduct towards their superiors worthy of imitation. As long as such works are still desiderata in the Gujarati literature, it is useless to expect the accomplishment of our long-cherished desire.

Thanks, however, to the zeal of Mr. Madanlál Lallubhái Munsiff, the whole of the Gujarati community has been placed under a debt of obligation to him, as he has helped with wonderful success to supply the want above alluded to by the publication of *Pramadá*. It is a book the Gujaratis may well be proud of. The purity and simplicity of its style meets the requirements of our female students; indeed, so well is it written that even grown-up women may peruse it with advantage, and those who are, by their own doggedness, or by force of circumstances, completely illiterate, may benefit even by hearing it read before them. The unpretending, mild, devoted, amiable, virtuous heroine, as depicted by the translator, will surely leave a not easily effaceable impression on any one paying the slightest attention to the picture. Many of the scenes are so graphically portrayed that they cannot be read without shedding tears. I only wish that the picture, as it is not taken from actual life, were shown in another and a more powerful light—that the deserving *Pramadá* were made the better-half of a graduate more favoured of God in being endowed with a longer and, therefore, to him and her, a happier life; and that poor blossom of Lilá were made to expand under the fostering warmth of her devoted and able parents, instead of being thus lamentably nipped in the bud. This, I think, would have been a surer way of enlisting the sympathy of readers of the fair sex, and would give a better inducement to them to attempt to reform their own or form their children's character from such a model. A tragic end generally leaves the mind depressed, especially when, to our blunt senses, it seems to violate the rules of "poetical justice," and whatever the effect may have been on the reader's mind before he comes to the conclusion, it is sure

to be effaced—partly, if not totally—by such an, in our opinion, undeserving punishment. Happiness—continued social happiness—would have been a better reward for such a worthy heroine; and I fully hope that the translator will, in accordance with this suggestion, re-write the concluding portion of his interesting story, and thereby add one more beauty to the many it already possesses.—*The Indian Magazine, January* 1888.

C. H. PANDYA, B.A.

---

THE DISTRIBUTION OF *Pramada* IN THE NÁGAR-BANIÁ CASTE.

*The Indian Magazine and Review, August* 1891.

The story entitled *Pramadá; or, the Virtuous Daughter-in-law*, written in Bengali by Pandit S. N. Sastri, was translated by Mrs. J. B. Knight for this *Magazine*. Mr. Madanlál Lallubhái again translated it from English into Gujarati, and the first edition of this translation was freely distributed in connection with a vernacular newspaper; a large number of copies of the second edition were also distributed gratis. We now hear that a large number of copies of a third edition (which was dedicated to Mrs. Scott) have been given to ladies of the Nágar-Baniá caste, by an educated lady, who accompanied the gift with a letter, which has been thus translated:—

Dear Sister,—We are aware that learning is a luxury in youth, a pleasure in old age, an ornament in prosperity, and a consolation in adversity; but it is to be regretted that female education is very little attended to in our caste. Although it is one of the greatest duties of the leading members of our caste to take the necessary means to spread education, yet you will easily perceive how rarely any permanent movement is made in that direction, for you are not unaware that the raising a fund for the encouragement of education, so nobly commenced under the auspices of Mr. Nárandás Purshotamdáss by his liberally subscribing not less than Rs. 1,000, has been, instead of being followed, dropped, for the present at least. But without alluding to these matters any further here,

allow me to tell you that having had the good fortune to read this little book (*Pramadá; or, the Virtuous Daughter-in-law*) on the subject of education, and its tendency to increase human happiness, I was anxious, for some time past, to bring it before you. By God's grace I have now had such an opportunity, availing myself of which I take the liberty to send you this book as a present, which I hope you will do me the favour of accepting, and if in your leisure time you will take it into your reading, I shall consider that I have attained my object.

*Hirágovri Jagubhái Kasanbhái Átmarám Bhukhanwálá.*

---

*The Gujarát Mitra.*

**ગુજરાતી** ગૃહસ્થોને હાથે લખાતાં વર્ત્તમાન પત્રમાં ગ્રંથની ભેટની પેહેલ કાઢનાર "**સત્યવકતા**" હતું અને તેની **જુબીલી ભેટ** તરીકે તેણે "**પ્રમદા**" અથવા "**સદ્‍ગુણી વહુ**" નામનું પુસ્તક ગ્રાહકોમાં વેહેચ્યું હતું. તે દિનપરદિન વધારે લોકપ્રિય થતું જોઈને હમને ઘણી ખુશી ઉપજે છે. એ પુસ્તક મુંબઈમાં ગરબાની લાહણી તરીકે પણ વેહેચા-યલું હમને યાદ છે. એ પુસ્તક સ્ત્રીશિક્ષણોપયોગી કેટલું છે તે વિશે હમે હમારૂં ઊંચું મત દર્શાવી ગયા છિએ એટલે અત્રે લંબાણ કરવા માગતા નથી ; પણ એટલુંજ કહીએ છિએ કે એ **પ્રમદા**ની આજ સુધીમાં ત્રણ આવૃત્તિઓ થઈ ચૂકી છે. અને થોડા વખતમાં ચોથી થશે. એજ બતાવી આપે છે કે એ આપણી ગુજરાતી વાંચ-તી આલમને કેટલી મનગમતી થઈ પડી છે. થોડા વખતપર આપ-ણા શેહેરની એક બાનું તરફથી તેની ન્યાતમાં એ ચોપડીનું લાહણું કરવામાં આવેલું જોઇને હમને ઘણી ખુશી સાથે તેની નોંધ લેવાનું કારણ મળે છે. વળી વિશેષ ખુશી એટલા માટે ઉપજે છે કે આપ-ણા શેહરમાં ચાલતી ધુમ લગનસરા વખતે, પાતેલાં, થાળી, શાકેર વિગેરેને બદલે આવી કંઇ ભેટો આપવાનો રિવાજ દાખલ કરવાની જે ભલામણ હમે કીધી હતી તે રિવાજ દાખલ થયો જોઇને હમો એ બાનુનો આખો પત્ર અત્રે પ્રસિદ્ધ કરવાને લલચાઇએ છિએ, અને આશા રાખીએ છિએ કે હવે પછી આવાં ઉત્તમ પુસ્તકની ભેટ આપવાનો રિવાજ આ બાનુની પેહેલપરથી સઘળાં ગુજરાતી કુટુંબે દાખલ કરતાં જશે:—

શ્રીરા.

**પ્રિય સખી,**

આપણે સારી રીતે સમજીએ છઈએ કે વિદ્યાભ્યાસ સ્ત્રીપુરૂષોને યુવાવસ્થામાં આભૂષણ રૂપ, વૃદ્ધાવસ્થામાં ગમત આપનાર, સંપત્તીમાં શણગારરૂપ તથા વિપત્તિમાં દિલાસારૂપ છે. તે છતાં દીલગીરી ભરેલું છે કે, આપણી ન્યાતમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર ઘણો થોડો જોવામાં આવે છે. અગર જો કેળવણી વધારવાના યોગ્ય ઉપાય લેવાની આપની ન્યાતમાં આગેવાન ગૃહસ્થો અને સ્ત્રીઓની મોટી ફરજ છે, તોપણ એ સંબંધી કશી સ્થાયી હીલચાલ કેટલી જવલે થાય છે, તેનો ખ્યાલ આપને સહેજમાં આવશે. કારણ કે આપણી ન્યાતના શેઠ નારણદાસ પરસોતમદાસે કેળવણીને ઉત્તેજન આપવાને જોઈતું ફંડ ઉભું કરવાને એક હજાર રૂપીઆ આપી શરૂઆત કર્યાને એક વરસ થઈ ગયું, તોએ એ શુભ કામ હાલ તરત તો એટલેથી અટક્યું છે એ વાત આપને અંજાણી નહીં હોય. વિશેષ વિવેચન ન કરતાં મારે હાલ એટલુંજ જણાવવાનું છે કે, કેળવણીથી કેવા પ્રકારના ફાયદા થાય છે અને કેવી રીતે સ્ત્રી પુરૂષોનાં સુખમાં વધારો થઈ શકે છે, એ વિષયપરની આ લઘુ ચોપડી (**પ્રમદા અથવા સદ્‌ગુણી વહુ**) મારા વાંચવામાં આવેથી આપ સખીઓના વાંચવામાં લાવવાની મને કેટલોક વખત થયા ઘણી ઉત્કંઠા હતી. ઈશ્વરકૃપાથી આપને એ લઘુ પુસ્તક ભેટ મોકલવા પ્રસંગ મળ્યો છે તેનો લાભ લેઈ આપને એ પુસ્તક મોકલું છું, તે મેહેરબાની કરી સ્વીકારશો એવી આશા રાખું છું અને ફુરસદને વખતે એ ચોપડી વાંચવામાં લેશો તો મારી ઉમેદ સફળ થયેલી ગણવી.

લા૦ આજ્ઞાંકીત સેવક,

**હીરાગવરી જગુભાઈ કસનદાસ**

**આતમારામ ભુખણવાળા-**

ના યથાયોગ્ય વાંચશો.

"પ્રાઈઝ" તથા "લાયબ્રેરી" સારૂ કેળવણી ખાતાંએ મંજુર કરેલી છે.

---

# અર્થશાસ્ત્રની વાતો.

## મીસીસ ફોસેટના અંગ્રેજી ગ્રંથને આધારે

રચનાર,

**ચીમનલાલ હરિલાલ સેતાલવાડ, બી. એ, એલ. એલ. બી.**
વકીલ, હાઈકોર્ટ, મુંબઈ.

'બ્રિટિશ હિંદુસ્થાન,' 'અર્થશાસ્ત્રનાં મૂળતત્વો' વિગેરેના કર્તા,

તથા

**મદનલાલ લલ્લુભાઈ મુનસીફ**
'પ્રમદા' અથવા 'સદ્ગુણી વહુ' ના કર્તા.

(કિમ્મત. રૂ. ૧) ટપાલ ખર્ચ આનો.)—

---

The scientific value of the handbooks and treatises of Mr. and Mrs. Fawcett are now universally admitted. Their books unite sound common-sense and maxims of practical utility with scientific doctrines. Even idle readers find much in them to instruct and to amuse. There was a great want of such works in the Gujarati language; and Messrs. Chimanlál H. Setálvád, B.A., LL.B., and Madanlál Lallubhái Munsiff have done a good service to the cause of the study of Political Economy by translating Mrs. Fawcett's tales into Gujarati. The translation is well done, not at all in the pedantic Sanskrit style, in which most of the new school of graduates delight. This small book is meant for the masses, and is written in simple language, which Parsees as well as Guzeratis will appreciate. The young translators should place other scientific English works within the reach of people who are ignorant of the English language.

આ એક ખરેજ ઉપયોગી, રમુજી, વાંચવા લાયક બલકે અભ્યાસ કરવા લાયક નાના ગ્રંથની વાંચનારને ભલામણ કરતાં અમોને ખુશી ઉપજેછે, અને તેના રચનારાઓ મી૦ ચીમનલાલ હરિલાલ સેતાલ-વાડ તથા મી૦ મદનલાલ લલુભાઇ મુનસીફને ગુજરાતીમાં જ્ઞાન લે-નારાઓની એક અગત્યની ખુટ પુરવા માટે મુબારકબાદી આપીયે છીયે. ઇંગ્રેજી ઉપરથી ઉપયોગી ગ્રંથોના ભાષાંતર કરાવી ગુજરાતી સાહિત્યનું ભંડોળ વધારવાની ઘણી ભલામણો થાયછે. તેવા ઉત્તમ ગ્રંથોમાંનું એક આ છે. તે આપણા નામાંકિત ખેરખાહ મરહુમ પ્રોફેસર ફાસેટની વિધવાનું રચેલું છે, કે જે બાઇ પોતાના અપંગ ભર્તારની પેઠે અર્થવિદ્યામાં એક સત્તાધારી શાસ્ત્રીનો દરજ્જો ધરાવે છે. અર્થવિદ્યા સર્વેએ જાણવા યોગ્ય એક વિષય છે. ખગોળ કે ભૂગોળ, રશાયણશાસ્ત્ર કે વરાળશાસ્ત્ર વિષે કદાચ એમ કહો તો ચાલે કે સાધારણ માણસોને તેનાં જ્ઞાનની કેવળ જરૂર નથી. પણ અર્થ-વિદ્યા, જે દેશની આબાદી, વેપાર, રોજગાર, મજુરી, રાજપ્રકરણ, કરશાસ્ત્ર વગેરેના કુદરતી કાયદા શિખવેછે તેના જ્ઞાનની તો ઉદ્યોગ, ધંધા યા મજુરીમાં પડેલા એકએક જણને જરૂર છે, અને તેને લગતું હોવાથી આ પુસ્તક વધારે ઉપયોગી છે.

પણ અર્થવિદ્યા ગમે એટલી અગત્યની છતાં લુખી અને કસ્વાદ બાબત છે, માટે વાંચનારની તે ઉપર રૂચી થતી નથી. પરંતુ આ નાની પોથીમાં અર્થવિદ્યાના અભ્યાસીઓના એ અણગમાનો પણ ઉપાય કીધોછે. એ તેના અસલ ઇંગ્રેજી ગ્રંથની અને તેની બુદ્ધિવાન લખનાર બાઇની ખુબી છે, કે જેણીએ આ એક લુખી બાબતને એવા તો સરસ આકારમાં રચીછે કે તે હોંસે હોંસે વાંચવા ગમેછે અને એ પુસ્તક ઇંગ્લંડમાં સાધારણ વાંચનારને પણ અતિ પ્રિય થઈ પડ્યું છે. તેમાં અર્થવિદ્યાનું કુદરતી જ્ઞાન વાર્તાઓના આકારમાં આપ્યું છે, તેથી તે વાંચતાં રસ આપેછે; અને એ સુંદર વાર્તાઓનાં વળાંનો આધાર અર્થવિદ્યાના કાનુનોના ચક્ર ઉપર એવો ચલાવ્યોછે કે વાર્તા ઉપર વાર્તા વાંચતાંજ અર્થવિદ્યાના કાનુનો શિખા-તા અને મનપર ઠસતા જાયછે. એ વાર્તા માત્ર ચાર છે—૧ "શ્રી-મંતો," ૨ "વહાણ ભાગેલા ખલાસીઓ," ૩ "આનંદી બેટ" અને ૪ "પ્રદેશી વેપાર," પણ એ ચારેમાં ઘણાક રસિક બનાવો સાથે અર્થવિદ્યાના નિયમોને એવા તો ગુંથી લીધાછે કે વાંચતી વેળા આપણે એક વિદ્યાનો ગ્રંથ વાંચીયે છીયે એ તદન ભૂલી જવાયછે. એ ચાર પ્રકરણમાં વેપાર, દેશી કારીગરી, મજુરી, કામની વેંહચણી,

એતી, ખપ, માગણી, લેવાલી, કીમત, થાપણ, વ્યાજ, વગેરે વગેરે સઘળા કાનુનો અચ્છી રીતે વાર્તારૂપે સમજાવ્યા છે. આ નાનું પુસ્તક દરએક કુટુંબે વાંચવા જોગ છે. તેના ચાલાક કર્તાઓ જોકે હિંદુ છે તોપણ તેમાં એવી સરલ અને સાદી ગુજરાતી ભાષા વાપરીછે કે જેથી એ વાર્તાઓ પારસીઓએ સમજવી ભારી નથી. મિસિસ ફાસેટના બીજા ફતેહમંદ ગ્રંથો એવાજ લોકપ્રિય છે, તેમનો પણ તરજુમો કરવાની મેશ્યર્સ ચીમનલાલ અને મદનલાલને અમે આગ્રહ કરીયે છીયે. **રાસ્ત ગોફ્તાર**, ૨૯ જુન, ૧૮૯૦.

---

........................મીસીસ ફોસેટની અર્થવિદ્યાને લગતી વાર્તાઓ ઇંગ્રેજી ભાષામાં બહુ જાણીતી છે, તે હરખથી વંચાય છે, અને તેની સાધારણ લોકોથીજ નહીં પણ વિદ્વાનોથી તારીફ થતી આવી છે. આવી ઉપયોગી અને કંઈ પણ શીખવી શકે એવી વાર્તાઓ તરફ સંસારી કથાકહાણીના હાલના જમાનામાં બે ચંચળ હિંદુઓનું ધ્યાન દોડેલું જોઈ અમો બહુ ખુશી છીએ.................વધારે નવાઈ સરખું બલકે તેના ઉલટમંદ હિંદુ કર્તાઓ માટે ખાસ તારીફ લાયક તો એ છે કે તે ઘણીજ સેહેલી ગુજરાતી ભાષામાં રચાયલી છે. અગરજો આ વાર્તાનાં પુસ્તક ઉપર તેમના રચનારાઓનાં નામો આપ્યાં નહીં હોત તો હમે જરૂર તેને કોઈ પારસીને હાથનું પુસ્તક અટકળી શકતે. ખેંચી તાણીને પોતાનું ભંડોળ બતાવવા ખાતર સંસ્કૃત બોલો ઘુસાડવાની કેટલાક હિંદુ લખનારાઓને આદત પડેલી હોયછે તેવું આ પુસ્તકમાં કેથાંબી જોવામાં આવતું નથી. આ પુસ્તકમાં મીસીસ ફોસેટની ચાર વાર્તાઓનો તરજુમો આપવામાં આવ્યો છે, અને તે ગમે એવા વગર શીખેલા વાંચનારને પણ પોલીટીકલ ઇકોનામીનાં કેટલાંક નક્કી થયલાં સિધ્ધાંતોનો પુરતો ખ્યાલ આપી શકેછે. અમને ભય છે કે દેશી વાંચનારાઓના શોખ પ્રમાણે કદાચ આ પુસ્તકને પ્રજાથી ઝાઝો આશરો મળી શકશે નહીં, પણ પ્રજામાં આવી સંગીન વાર્તાઓનો શોખ ઉત્પન્ન કરવા ખાતર સઘળાં કેળવણી ખાતાંઓની ફરજ છે કે જોઈતી મદદથી તેને ઉત્તેજન આપવું, છપાઇ અને બંધાઇના બાબમાં આવાં સુંદર નાનાં "પાકેટ એડીશન" ગુજરાતી ભાષામાં આવું સરસ પુસ્તક રજુ કરવા માટે મુબારકબાદી આપીએ છીએ, અને તેઓએ તરજુમા માટે તેમને પ્રસન્ન કરવામાં તેમજ આવા સાદા પણ શોભાયમાન આકારમાં ગુજરાતી પ્રજા સામે રજુ કરવામાં હિંદુ ગ્રંથકારો તરીકે ઘણો સારો "ટેસ્ટ" બતાવ્યો છે. ......

......**જામે જામશેદ**, તા. ૧—૮—૮૯.

## પ્રાઈઝ તથા લાઈબ્રેરી સારૂ કેળવણી ખાતાએ મંજુર કીધીછે.

# ઘરસત્તા.

(સ્માઈલ્સકૃત કૅરૅક્ટર નામના પુસ્તકના બીજા પ્રકરણ ઉપરથી ભાષાંતર કરનાર સૌ. મહાલક્ષ્મી કાળાભાઈ.)

*Bombay Gazette.*

A satisfactory evidence of the progress of female education among the natives of this country is afforded by some of their women figuring, with more or less success, as authoresses. Their efforts are generally of a humble character, being mainly confined to translations of useful English books into the vernaculars. A little book of this kind has been published by Mahaluxmibái, well known in Surat as an enlightened Hindu lady. In selecting for translation a chapter from Smiles' "Character," we must say she has made a very happy choice. The chapter treats of the influence of women in their homes, of their share in moulding the manners and morals of their children, and of their proper position in society. The book serves to show how early impressions are the strongest and the most lasting, and how the training received at home, from the time the child has awakened to a perception of the outer world, lends a colour to his whole life in future. Smiles' way of enforcing these truths on the mind is not tediously didactic. His pages are rendered attractive with a wealth of apt illustrations taken from the lives of great men. The translation will, therefore, prove both interesting and instructive reading in Indian homes, and enlightened mothers can take from it many valuable hints for their own guidance. It is in the fitness of things that a work of this nature should come from the hands of a lady, and it is no less in the fitness of things that it should have been dedicated by permission to Lady Reay "in admiration of her many noble virtues and ceaseless efforts for the amelioration of the condition of the women of

India no less than for her personal kindness to the translator." The style of the translation is pure and simple.—*The Bombay Gazette, 2nd November* 1889.

---

By translating an important chapter (Home Influence) from a popular English work, treating of a subject of no little significance, Mrs. Mahaluxmi Kálábhái, of Surat, has placed within the reach of Gujarati ladies a very instructive booklet.—*Advocate of India.*

---

...We have glanced over it (Home Power), and we think that it will prove a welcome addition to the small stock of books suited to the reading of young ladies. It shews the important part which "Home" plays in forming the character of men. It will shew to women how much responsibility rests upon them, and teach them to behave better when in the presence of their children. It will teach men and women the importance of home education, and it will indirectly help the cause of female education. We wish there were a similar work in Marathi. We welcome the work, especially because it comes from the pen of a lady.—*The Maratha.*

---

From time to time we have noticed translations into the vernaculars of English standard works. But few of them appeared to us to be so creditable to the translator or so useful to the reader as Bái Mahalakshmi's translation of a chapter from Smiles' "Character." The fair translator disclaims every literary pretention, and yet we think her choice of subject itself shews that she has a correct appreciation. The chapter she has done in homely Gujarati (homely for Hindu readers at any rate) deals with Home Influence. The author himself is perhaps at his best in this chapter, and his Gujarati interpreter has tried to do him full justice. We have gone through the fifty odd pages with much satisfaction. Bái Mahalakshmi, who is, we believe, the wife of Mr. Kálábhái Lallubhái, Vakil of Surat, is to be congratulated upon the success of her first attempt, which, we trust, will not be her last. The booklet is very well got up and appropriately dedicated to H. E. Lady Reay.—*The Indian Spectator.*

... ... ... આ ચોપડી ("**ઘરસત્તા**") મુખ્યત્વેકરીને સ્ત્રિઓને વાંચવા લાયક અને તે વાંચી તે પ્રમાણે ચાલવા લાયક છે. આપણી દેશી સ્ત્રિઓમાં નીતિમાન કેળવણીનો વધારો થાય એ જોવા હમે સદા તયાર છીએ, અને બાઈ મહાલક્ષ્મીના આ પ્રયત્નને માટે હમે તે બાઈને સાબાશી આપીએ છીએ ... ... ... બાઈ મહાલક્ષ્મીનું આ પહેલુંજ પ્રયત્ન છે. અને તેમાં ખામીઓ કરતાં ખુબીઓ વધારે છે, એ સંતોષકારક વાત છે. ...... મહાલક્ષ્મીબાઈ આપણા જાણીતા વકીલ મી० કાળાભાઈ લલ્લુભાઈના પત્નિ થાયછે, અને તેઓએ ગુજરાતીની સાથે ઇંગ્રેજીનો અભ્યાસ પણ સારો કીધોછે.

"**ગુજરાત મિત્ર.**"

---

... ... ... બાઈ મહાલક્ષ્મીએ સ્માઈલ્સકૃત "**વર્તણુક**" નામના અતિ ઉત્તમ ગ્રંથના બીજા પ્રકરણનું ભાષાંતર અંગ્રેજી પરથી કીધુંછે–જે કેળવણીનો મુખ્ય પ્રસાદ છે. ભાષાંતર શબ્દે શબ્દનું છતાં પણ ઘણું સરળ, રસભરિત ને વાંચવાને મન લલચાવે તેવું છે, તે સાથે વિષય "**ઘરસત્તા**" અર્થાત ગૃહકાર્યમાં સ્ત્રીનું અથવા "માતા" નું કાર્ય શું છે તે સમજાવે તેવો બોધક છે. આ ભાષાંતર આપણી શાળામાં એક અભ્યાસપાઠ દાખલ શિખવવામાં આવે તો ઘણું રૂડું થાય, કેમકે સ્ત્રીઓનું પોતાનું કર્તવ્ય શું છે, ને એક માતા તરીકે તેના માથાપર કેટલી મોટી ફરજનો પર્વતભાર છે તેનું એ ગ્રંથ યથાર્થ ભાન કરાવેછે..................બાઈ મહાલક્ષ્મીએ આ ભાષાંતર કરવામાં પોતાની બેહેનીઓપર એક જાતનો મોટો ઉપકાર કીધોછે, ને જો આ ગ્રંથના એક પણ ઉપદેશપર એક માતા પણ અમલ કરશે તો અમે આ ગ્રંથ પાછળનો સર્વ શ્રમ સારથક થયલો ગણીશું. અમે વાંચનારાઓને ભલામણ કરવાને લેશ પણ સંકોચ પામીશું નહીં કે તેઓએ આ ગ્રંથ એકવાર સ્ત્રીઓ પાસે વંચાવવો, વાંચતાં નહીં આવડે તો વાંચી સંભળાવવો........." **ગુજરાતી.**"

---

... ... ... બાઈ મહાલક્ષ્મીએ ગુજરાતી સ્ત્રીવર્ગના લાભખાતર જે મેહેનત લઈ તેમને એક ઉમદા જાતનું જ્ઞાન આપવા પ્રયત્ન કીધો, અને તે પણ વળી ફતેહમંદ નીવડ્યો એ જોઈ અમને ઘણો સંતોશ ઉપજેછે......આ ચોપડીની ભાષા સરળ છે અને લખવાની ઢબ સારી છે. એ વાંચવાથી સ્ત્રીઓને સારી શીખામણ મળે એમ છે........." **જામે જમશેદ.**"

"**ઘરસત્તા**":—સ્માઇલ્સના 'કેરેક્ટર' એ નામના અંગ્રેજી પુસ્તકની ગણના જેટલી મ્હોટી કરીએ તેટલી થાય તેમ છે. એ પુસ્તકમાંના વિચાર અને અનુભવયુક્ત પ્રમાણ સર્વથા સુશિક્ષણ આપી નિર્બલમાં નિર્બલ નિશ્ચયવાળા માણસને પણ સબલ બનાવી સુવૃત્તિને માર્ગે દોરે તેવાં છે............સ્ત્રીઓની સુશિક્ષા અને સદ્વૃત્તિ ઉપર ઘરની તથા દેશાની ઉન્નતિનો આધાર રહેછે, એટલાજ માટે કોઇપણ સ્ત્રીએ માતૃભાવ ધારણ કરતાં પેહેલાં પોતાની જવાબદારી યથાર્થ રીતે જાણવી એ આવશ્યક છે. આવી રીતીની પોતાની જવાબદારી તેમને જણાવવાની શુભ ફરજ કોઇ પુરૂષ અદા કરે તે કરતાં તેમનાજ વર્ગની કોઇ સખી કરી બતાવે, તે વધારે સંયુક્તિક તથા અસરકારક રીતે બને. આ પ્રકરણનું ભાષાંતર કરનાર સ્ત્રી છે. એટલુંજ નહીં, પણ વિશેષ અભિનંદનનું કારણ તો એ છે કે તેણે સારી વિદ્વત્તા પૂર્વક ભાષાન્તર કર્યુંછે. ............"**પ્રિયંવદા.**"

---


ઘણાંજ અદ્ભૂત પરાક્રમોના ભંડારથી ભરપૂર
હાસ્યરસના ૨૦ ચિત્રોવાળું

# સાહસસંગ્રહ.

(**રચનાર**—રતિલાલ બ્રિજલાલ મજમુદાર. મુંબઈ બેંક, મુંબઇ.) ભપકાદાર વારનીશનાં પુઠાં તથા સોનેરી અક્ષરના નામવાળું વાંચવા લાયક તથા પેટ દાબી હસાવનારૂં.

**ઈનામ** તથા **લાયબ્રેરીમાં** ભેટ આપવા લાયક.

કિમ્મત **રૂ.૧ાા.**

આ પુસ્તકની બે મહીનામાંજ લગભગ આઠસો નકલો ખપી ગઇ છે તે તથા વર્તમાનપત્રોના મત બતાવી આપશે કે એ કેવું રમુજી છે. એકવાર એ પુસ્તક હાથમાં લઇને તેનાં ચિત્રો જોતાં વારને **હસવું** નહીં આવે તો પૈસા પાછા.

આ પુસ્તક વિષેના થોડાક અભિપ્રાયઃ—

Under the title of "*Sáhas Sangraha*" Mr. Ratilál B. Majmudár has published a Gujrati translation of Baron Munchausen's Tales. The translation appears to be both

faithful and spirited. The little volume has been excellently printed......and is *illustrated by some* (20) *no less admirable plates*, facsimile reproductions of quaint drawings from the original. The book might advantageously be offered as a PRIZE in schools................The opinion popularly entertained of his (author's) abilities may be judged from the fact that he obtained 600 Subscribers for his Tales.—*Advocate of India.*

"વખણાયલા બેરન મંચોઝનનાં પરાક્રમ તથા પ્રવાસનું પુસ્તક ઇંગ્રેજી ભાષા જ્યાં પણ બોલાય છે ત્યાં ડોન કિવકઝોટના પુસ્તકની માફક ઍંચાણ કર્યા વિના રહેતું નથી. બેરન મંચોઝનના એ પુસ્તકનું ભાષાંતર જૂદી જૂદી ભાષાઓમાં થયું છે અને હાલ ગુજરાતી વાંચનારાઓ સનમુખની એ રમુજી પુસ્તક રજુ કરવાની મી. રતિલાલ બ્રિજલાલ મજમુદાર નામના એક ઉલટમંદ જવાન હિંદુ ગૃહસ્થે કોશિસ કરી છે. આમાં તેવણ સારા પાર પડેલા જણાયછે. સઘળા ગુજરાતી વાંચનારાઓની સઘવડ ખાતર આ પુસ્તકમાં ભારે, ન સમજ પડે એવા અઘરા સંસ્કૃતને મળતા બોલો દાખલ કરવાને બદલે જેમ બને તેમ સાદી ભાષા વાપરવામાં આવી છે. જેથી આ પુસ્તક બીજા ગુજરાતી વાંચનારાઓને તેમજ પારસીઓને વધારે સઘવડ આપેછે. એક રમુજી કહાણી કિસ્સા જેવું આ પુસ્તક ફુરસદની વખતે કુટુંબોમાં થોડીક રમુજ આપવાને અલબત્તા ઉપયોગી થઈ પડે અને એવી નિર્દોષ રમુજી કુટુંબોના હાથમાં પુરતી સલામતી સાથ મેલી શકાય એવું છે. સારી છપાઇ તથા બાંધણીનું આ પુસ્તક ગુજરાતી નિશાળોમાં નાનાં છોકરાંઓને ઇનામો આપવાનેબી કામ લાગી શકે એવું છે............" **જામે જમશેદ.**

"આ પુસ્તક તો વાંચનારને પોતાને સંપૂર્ણ કરવાને માટે ઉત્કંઠિત રાખેછે.... ..આશા છે કે આવા અદ્‌ભુતાશ્ચર્યથી ભરેલાં પુસ્તકનો ગુજરાતી પ્રજા લાભ લેશે......................." **ગુજરાતી.**

"**ઈનામ** આપવાને તથા **લાયબ્રેરીમાં** મૂકવાને એ ચોપડી સારી છે.............................................. **ગુજરાતમિત્ર.**

"વાંચનારને રમુજ મળવા માટે તેમજ બાળકોને વાંચવાનો શોખ ઉત્પન્ન કરવા માટે એ ઉપયોગી છે..........." **હિતેચ્છુ.**

"**સાહસસંગ્રહ** નામની ચોપડી રા. રા. રતિલાલ બ્રિજલાલ મજમુદારે ભભકા ભરેલાં પૂઠાંની પાકી બંધાઈ અને સુંદર છપાઈ

સાથે બહાર પાડી છે..........ગમત અને જ્ઞાન આપવા માટે એ ચોપડી સારી છે...........આ પુસ્તક વાંચવા અને ઉત્તેજન આપ-વા યોગ્ય છે. બીજા કોઈ પણ વિચારે નહીં તો એ વિચારે તો અવશ્ય ઉત્તેજન આપવા યોગ્ય છે કે એમાંથી કોઈ પણ જાતનો ખોટો બોધ ન થતાં લોકોમાં ઓર સાહસની વૃત્તિ વધે છે........" **રાજ્યભકત.**


## તૈયાર છે.

## કેળવણી ખાતાંએ પસંદ કરેલાં પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| **અર્થશાસ્ત્રની વાતો,** રચનાર મી૦ ચીમનલાલ તથા મી૦ મદનલાલ ........................ | રૂ. | ૧ | ૦ | ૦ |
| **અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો** (મી૦ ચીમનલાલ)...... | રૂ. | ૧ | ૪ | ૦ |
| ‡ **પ્રમદા** અથવા **સદ્‌ગુણી વહુ** (મી૦ મદનલાલ)... | રૂ. | ૦ | ૮ | ૦ |
| **ઘરસત્તા** ( મીસીસ મહાલક્ષ્મી કાળાભાઈ )........ | રૂ. | ૦ | ૮ | ૦ |
| * **લક્ષણની અસર** ,, ,, | રૂ. | ૦ | ૮ | ૦ |
| * **સોબતની અસર** ,, ,, | રૂ. | ૦ | ૮ | ૦ |
| **નળાખ્યાન** (૧-૨૫ કડવા ટીકા સહીત, મી૦ દામુભાઈ તથા મી૦ છગનલાલ).......................... | રૂ. | ૧ | ૦ | ૦ |
| **મુદ્રારાક્ષસ**—(મી. કેશવ હર્ષદ ધ્રુવ બી. એ.) | | | | |
| ,, સુનેરી કપડાંના પુઠાં ................ | રૂ. | ૨ | ૦ | ૦ |
| ,, સાદું કાગળનું પુઠું..................... | રૂ. | ૧ | ૪ | ૦ |

---

| | | | | |
|---|---|---|---|---|
| **બ્રિટિશ હિંદુસ્તાન** ( મી૦ ચીમનલાલ)......... | રૂ. | ૦ | ૧૩ | ૦ |
| **જયાકુંવર** ( સંસારસુખદુઃખના દશ વર્ષ) ......... | રૂ. | ૦ | ૧૨ | ૦ |
| **સરસ્વતિ ચંદ્રનું અવલોકન** (લે. વિશ્વનાથ વિ. પ્રભુરામ)................. .............. | રૂ. | ૦ | ૧૨ | ૦ |

‡ **સૂચના**—સામટી લેનારને પાંચ ટકા કમિશન મળશે. વધારે કમિશન સારૂ કિંમત આના દસ રૂપે પડશે.

* આ પ્રકરણો **ઘરસત્તા** સાથે હમણાંજ ઉમેરવામાં આવ્યાથી હજી મંજુર થયાં નથી.

## થોડા વખત પછી બહાર પડશે.

સૃષ્ટિશાસ્ત્ર ભાગ ૧ લો ............ (મી૦ ચીમનલાલ.)
સુવર્ણલતા ........................ (મી૦ મદનલાલ.)
કરકસર .......................... ( ,, )
વેઠેલ છોકરો...................... ( ,, )
લલીત સૌદામીની ............... ( ,, )
નંદનવન અથવા કિંડરગાર્ટન.... ( ,, )
શકુંતલાસાર ..................... ( મી૦ રતીલાલ.)

## મળવાનાં ઠેકાણાં:—

મુંબઇ—કાળબાદેવી રોડ, પંડીત જેષ્ટારામ મુકુન્દજી નંબર ૧૦૩- તથા એન. એમ. ની કું; કાલબાદેવી રોડ તથા પારસી બઝાર કોટ:—જહાંગીર બી. કરાણી. ગીરગામ, બેકરોડ:—મી૦ ચીમનલાલ હરીલાલ સેતાલવાડ, હાઇ કોર્ટ પ્લીડરને ત્યાંથી; નં૦ ૭૩ મી૦ મદનલાલ લલ્લુભાઈ મુનસીફને ત્યાંથી.

સુરત—૧૧૯ ગોપીપુરા સ્ટ્રીટ, મી૦ મદનલાલ લલ્લુભાઇ મુનસીફને ત્યાંથી મી. શંકરજી ફકીરભાઈ દિસાઈ પાસેથી; તથા "ગુજરાત મિત્ર" ઓફીસમાંથી.

વડોદરા—પ્રિન્સિપાલ ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, કલાભવન.

અમદાવાદ—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની આફીસમાંથી.